# ગ્રંથાગાર

## સદ્ગત સાહિત્યકારો

શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક

શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટ

શ્રી. હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ-મસ્તફકીર

શ્રી. યશવંત નથ્થાઈલાલ પંડ્યા

શ્રી. અનંત પરમાનંદ ઠક્કર-શાહબાઝ

## સ્મારક અંક

મૂલ્ય બે રૂપિયા

# અંજલિ-ક્રમ




સાહિત્યરસિકોનું પોતાનું પાકેલું મુખપત્ર

વર્ષ : ૧ ] ૧૫ માર્ચ ૧૯૫૬ [ અંક : ૮-૯

વાર્ષિક લવાજમ : ભારતમાં રૂા ૨, પરદેશમાં ૪ અથવા શિ ૬
દફતર : ૪ એ, બાબુનથાન પહેલી ક્રોસ લેન, ચોપાટી મુંબઈ-૭

# મંથન અને નવનીત

ડિસેમ્બર માસના અંકમાં સદ્‌ગત સાગરવતો શ્રી રામનારાયણ પાઠક, શ્રી રત્નમણિરાવ જોટ, શ્રી મસ્તફકીર, શ્રી યશવંત પંડ્યા અને શ્રી અનંત ઠક્કરને અંજલિ આપતો એક સ્મારક અંક તા ૧૫મી ફેબ્રુઆરીએ પ્રસિદ્ધ કરવાનો મનસુબો જાહેર કર્યો હતો સંજોગોવશાત આ અંક એક માસ મોડો પ્રસિદ્ધ થાય છે આના અનુસંધાનમાં તો કલાપીની લીટીઓ જ યાદ કરવાની રહે છે કે,

"આ સાચું ને કરીશ લય હું કાનથી એમ ભાઈ,
ભાવી જાણ્યા વિણ કયમ શકયો ગર્જના બોલ કાઢી?"

કારણ કે ડિસેમ્બરથી માર્ચ સુધીના ત્રણ માસના અનુભવો ઘણું શીખવી ગયા

પણ જે શ્રદ્ધાથી અમે આ કામ શરૂ કર્યું હતું કે શુભનિષ્ઠાથી આદરેલું કોઈ કામ પૈસાને અભાવે અટકી પડતું નથી' એ શ્રદ્ધા અક્ષરશ ફળી છે આ અંક માટે અનેક સહૃદય મિત્રોએ અને શુભેચ્છકોએ અમને સહકાર આપ્યો છે જાહેરખબરો દ્વારા કે જાહેર ખબરો મેળવવામાં સહાયભૂત થઈને અથવા અન્યથા તેમણે અમારો આર્થિક બોજો હળવો કરી આ અંકનું પ્રકાશન સહજ બનાવ્યું છે

ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોએ પોતાના લેખોથી આ અંકને સમૃદ્ધ બનાવ્યો છે અને સાહિત્યિક મૂડીથી અમને સહકાર આપ્યો છે. આ સૌ સહાયકોનો નામનિર્દેશ કરી એ સદ્ભાવનાનું મૂલ્યાંકન કરવાનો પ્રયત્ન કરવો એમાં બાલિશતા છે એ મૂડી તો ભલે અમારા અંતરમાં જ સંઘરાયેલી રહે જો આ અંકથી કંઈ પણ સાહિત્યસેવા થઈ શકી હોય તો તેનો તમામ યશ તેમને ફાળે તેમને જ ફાળે જાય છે

સ્મારક અંકને ઉત્તમ સાહિત્યનો એક પ્રકાર અમે પ્રમાણિકપણે માન્યો છે દરેક સાહિત્યકારનું સ્મારક ગ્રંથ ગ્રંથ કરવાનું અમારું ગજું નથી એ અમે જાણીયે છીએ — હોય એમ ખરેખર ઇચ્છીએ છીએ આના પ્રકાશનો અનેક સામયિકોએ પ્રસંગોપાત કર્યા જ છે ભવિષ્યમાં પણ જેની શક્તિ હશે, જેની પાસે સાધનો ને નિષ્ઠા હશે તેઓ આ પરંપરાને આ પ્રણાલિકાને જાગતી રાખશે એવી શ્રદ્ધા અમે સેવી રહ્યા છીએ

સંધ્યાટાણે — આરતી ટાણે મંદિર દ્વારેથી સંભળાતો ઝાલરનો રણકાર કે ઘંટારવ ચિત્તને ભક્તિભાવથી ભરી દે છે અને ઘડી આપણે ઈશ્વરસ્તવનમાં લીન થઈ જઈએ છીએ મસ્જિદમાંથી આવતો કોઈ ખુદાપરસ્ત મૌલવીની અઝાનનો બુલંદ અવાજ સાંભળી પલ ભર પાક પરવરદિગારની યાદમાં અંતરથી મસ્તક ઝૂકી જાય છે જ્યારે આપ્તજનોને આપણાથી અળગા કરતી મહાકાળની ચીસ સંભળાય છે ત્યારે કાળજું કંપી ઊઠે છે, આપણે એકાકા થઈ જઈએ છીએ હૈયું અસહાય થઈને ઘડી રુદન કરી લે છે — આંસુ સારી લે છે ઘડીપલના આ બધા ખેલ છે શાંતિ-અશાંતિના વમળો શમી જાય છે અને ફરી પાછા આપણે સહુ રોજિંદા જીવનની ઘરમાળમાં ખોવાઈ જઈએ છીએ ભક્તિ-બંદગી ભૂલાઈ જાય છે ને વ્યવહારના ખેલ શરૂ થાય છે વ્યક્તિ વિસારે પડે છે ને સમષ્ટિમાં આપણે અટવાઈ જઈએ છીએ

એને સાહિત્યની દુનિયાના જે સ્વજનોને આપણે ખોયા છે । નિધનની સંવેદના હજી શમી નથી, તેમના સ્મરણો હજી

તાજ્યાં છે ત્યાં જ એને અક્ષરદેહ મળે એ માટેનો આ અદનો પ્રયાસ છે.

કોઇ એને ઘેલછા કહેશે, કોઇ ઊર્મિશીલતા કહેશે, કોઇ ક્ષણ-ભરનો આવેશ માત્ર કહેશે એ અમે જાણીયે છીએ. જો એ ખરેખર ભૂલ હોય તો પણ એ અમને કરવા જેવી લાગી છે ને સભૂઝપણે અમે કરી છે. એનો દોષ માત્ર અમારે શીરે છે.

બાકી જેઓ ગયા છે તેઓ સંસ્મરણોની એવી મધુરપ, એવી સૌરભ, એવી સુવાસ મૂકી ગયા છે કે, આવા સ્મારકો થાય કે ન થય, મા શારદાના પુત્રોની એ મધુરપ, એ સૌરભ, એ સુવાસ તો *સાહિત્યના ગુલશનમાં મહેકતી રહેવાની જ છે.* ★

# અમે આભારી છીએ—

'ગ્રંથાગાર' એ જાહેરાતનું ઉત્તમ માધ્યમ છે એમ કહેવા જેટલી કક્ષાએ અમે કદાચ ન પણ પહોંચ્યા હોઇએ

—પણ અમે એટલું જરૂર કહીશું કે જાહેરખબરો લેવાનું અમે એક વિશિષ્ટ ધોરણ જરૂર જાળવી રાખ્યું છે

—'ગ્રંથાગાર'માં એવી જ પેઢીઓની જાહેરાત લેવામાં આવે છે જેમનો માલ, જેમની કાર્યદક્ષતા અને ગ્રાહકોને સંતોષ આપવાનું ધોરણ અને વ્યવહાર ઉચ્ચ કક્ષાના હોય

—એ પેઢીઓ કે સંસ્થાઓ સાથે આપ સંપર્ક સાધશો તો આપને દરેક રીતે સંતોષ જ થશે તેની ખાની રાખશો

—ખૂબ સદ્‌ભાવથી આ અંકમાં જાહેરખબરો આપી, સદ્‌ગત સારસ્વતોના સંસ્મરણો અને તેમને વિશેના લખાણોનું યથાશક્તિ સંપાદન કરી વાચકોના હાથમાં આ અંક મૂકવાના અમારા અદના પ્રયાસને જેમણે સક્રિય સહકાર આપી શક્ય બનાવ્યો છે એ સૌ જાહેરાતદારોના અમે ઋણી છીએ

—આ અંકમાં છપાયેલા ચિત્રોના બ્લોક અમને શ્રી હીરાલાલ ત્રિભોવનદાસ સોઢાના સૌજન્યથી મળ્યા છે એ માટે અમે તેમના આભારી છીએ

ભાનુ ઝવેરી
રસિક ઝવેરી

# સ્મારક

રસિક ઝવેરી

મંગળમૂર્તિ પાઠક સાહેબનું ગયા સપ્ટેમ્બર માસની ૨૧મીએ એકાએક હૃદય બંધ પડવાથી અણચિંતવ્યું અવસાન થતાં ગુજરાતી સાહિત્ય ખરેખર રંક બન્યું છે. વિલીન થતા પંડિતયુગ અને પાગ-ગના પ્રયોગશીલ યુગ વચ્ચેના સંસ્કાર વિનિમયનું એક માત્ર વાહન તેમના જવાથી નાશ પામ્યું છે. ગુજરાતી ભાષાના એ પ્રખર પંડિત, પ્રતિભાશાળી કવિ, વિદ્વાન પિંગળકાર, અનન્ય વાર્તાકાર, મર્મજ્ઞ અને નિર્દોષ હાસ્યકાર, સમર્થ વિવેચક અને નિત્ય પ્રવૃત્તિશીલ પાઠક સાહેબ ગરવી ગુજરાતનું અણમોલું રત્ન હતા. પણ તેમનું આગવું પ્રદાન તો અણિશુદ્ધ અને આદર્શ પાઠક તરીકેનું હતું એમ મારા ચાર પાંચ વર્ષના અંગત પરિચયે હું અનુભવી શક્યો છું.

ક્યાંયથી, કોઈની પણ પાસેથી કંઈ જાણવાનું મળે તો એક જિજ્ઞાસુની હેસિયતથી શીખવાની તેમની ઉત્સુકતા અને નમ્રતા ખરેખર આશ્ચર્ય પમાડે તેવી હતી. બીજે પક્ષે કોઈ વિદ્યા-અર્થીને તેમણે કદી નિરાશ કર્યા નથી. અગત્યના ગણી શકાય તેવા કામોને સ્થગિત કરી, તબિયતની અસ્વસ્થતાને વિસારીને પણ તેમણે જ્ઞાનપિપાસુઓને મંદ સ્મિતથી આવકાર્યા હતા એ હું જાણું છું. પઠન અને પાઠનનો પાઠક કુળનો ધર્મ તેમણે આજીવન પાળ્યો અને ઉજાળ્યો. વત્સલતા તેમના અણુએ અણુમાંથી મધ નીતરતી. પડોશીનું બાળક આવ્યું હોય તો જરૂરી કામોને થંભાવી, તેને વ્હાલથી આવકારી, ખોળામાં લઈ હિંચકે ઝુલતા પાઠક સાહેબને નિહાળવા એ એક લ્હાવો હતો. પ્રસંગોપાત નવલકથા કે સામયિકો વાંચવા સિવાય જેને સાહિત્ય સાથે કોઈ ઝાઝી નિસ્બત નથી એવી મારી પત્નીને પણ અમારી શેરીના એ પ્રેમાળ વડીલની ખોટ સાલે છે. સમાજવત્સલતાનું આ એક અનુપમ ઉદાહરણ છે. "સાદું જીવન અને ઉચ્ચ આચાર વિચારો" એ વાક્યને તેમણે જીવી બતાવ્યું, અને તેમના અસાધારણ વ્યક્તિત્વની આ જ ખરી વિશિષ્ટતા હતી. પ્રતિભાના આ બંને પાસાં તેમના સમૃદ્ધ વ્યક્તિત્વમાં અપૂર્વ રીતે સદા ઝળહળતાં

સમર્થ અને સનિષ્ઠ સંશોધક પ્રકાંડ ઇતિહાસકાર અને ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસના મહત્ત્વનું અન્વેષણ અને નિર્માણ કરનાર વિરલ સર્જક શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટનું તા. ૨૪મી સપ્ટેમ્બરે ૬૦ વરસની વયે અવસાન થયું. પાઠક સાહેબના નિધન પછી માત્ર ત્રણ જ દિવસના અંતરે પોતાના યશસ્વી પ્રદાન દ્વારા તેમણે કરેલી અજોડ સાહિત્યસેવા ચિરસ્થાયી બનશે એ નિર્વિવાદ વાત છે. અત્યારે તો સાહિત્યક્ષેત્રે તેમનું સ્થાન ખાલી જ દેખાય છે. તેમની સાથે કશો જ પ્રત્યક્ષ પરિચય નથી, પણ 'કુમાર' માસિકમાં પ્રસિદ્ધ થતાં તેમનાં સંસ્કૃત સુભાષિતોએ મારા સંતાનોમાં સંસ્કૃત સાહિત્ય માટે પ્રથમ રસ ઉત્પન્ન કરેલો. એક વ્યાપારરત વ્યક્તિ આટલી સાહિત્યસેવા કરી જાય એ હિસાબે તેમનું પ્રદાન અને વ્યક્તિત્વ સવિશેષ નોંધપાત્ર બની રહે છે. સાહિત્યના એવા મરજીવા તો ગુજરાતમાં હવે પાકે ત્યારે ખરા.'

* * *

શ્રી મસ્તફકીર સાથે મારો પ્રથમ પરિચય થયો ૧૯૦૬-૦૭માં ઉત્તરોત્તર એ સંબંધ વધુ ઘનિષ્ઠ બન્યો અને નિખાલસપણે સુખ દુઃખની વાતો કરી શકીએ એટલો નિકટનો હતો. તેઓ આમજનતાના લાડીલા લેખક હતા. આમવાચકના હૃદયમાં તેમનું વિશિષ્ટ સ્થાન હતું એ વાતની એક અનુભવી ગ્રંથપાલ તરીકે મને પૂરી પ્રતીતી થઇ ચૂકી છે. શ્રી જ્યોતિન્દ્ર દવે જેવા સુપ્રસિદ્ધ હાસ્યકારનું નામ સુદ્ધાં ન સાંભળ્યું હોય એવો એક વિશાળ વાચક વર્ગ આપણે ત્યાં છે. એ સમુદાયને પણ મસ્તફકીરના લખાણોએ આવરી લીધો હતો. તેમની લોકપ્રિયતાની કલ્પના આપવા માટે એક ઉદાહરણ અહીં ટાંકુ છું.

લેખક મિલનના ઉપક્રમે યોજાયેલી (તેમના અવસાન પછી ઠીક ઠીક મોડી) તેમના નિમિત્તની શોકસભામાં પ્રમુખ અને વક્તાઓ સિવાય માંડ પંદરેક માણસોની હાજરી હતી, જ્યારે મુસ્લીમ અને વહોરા બિરાદરોએ તેમના અવસાન પછી તરત જ બોલાવેલી શોક સભામાં તેમને અંજલિ આપવા પાંચસોથી વધુ પ્રેમીઓ હાજર હતા. આમવાચકોના હૃદય સુધી પહોંચવું અને પહોંચીને ત્યાં સ્થાયી

થવુ એ વધુ દુષ્કર કામ છે અને આ વર્ગ સુધી પહોંચે તેવા સુસાહિત્યની જ આપણને ખરી જરૂરત છે

તેમની સાથેનો એક વાર્તાલાપ દિલમા ઊંડો ડંખ મૂકી ગયો છે એ યાદ આવે છે ત્યારે ચિત્તમા હજી ગ્લાની થઇ જાય છે તેઓ ચર્ચગેટ સ્ટેશને ઉતરી રોજ સાંજે એ ફીન્સ્ટન સર્કલ ઉપર 'મુંબઇ સમાચાર'ની ઓફિસે જતા વૃદ્ધાવસ્થામા, જર્જરિત શરીરે અને ઝાંખપવાળી આંખે આ ટ્રામ રસ્તો કાપતા પણ તેમને અર્ધો પોણો કલાક લાગતો એક વખત મે તેમને કહ્યુ કે, 'ફકીર, તમને આમ ટાંગીયા ઢસડતા જોઇને મને ખૂબ દુઃખ લાગે છે" ત્યારે એ મસ્ત, અનગારી આદમીએ મારે ખભે હાથ મૂકી, હસીને પણ ખૂબ આર્દ્ર સ્વરે કહેલું કે 'ભાઇ ટાંગીયા નથી ઢસડતો પણ મારા નસીબને ઢસડીને જીવનનો ગાડાનો પથ પૂરો કરુ છુ '

જીવનની અંતિમ પળ સુધી તેમણે સાહિત્ય સેવા કરી અને કલમજીવી રહ્યા કલમ દ્વારા તેઓ ઠીક ઠીક ધન પણ કમાયા અને જો કૌટુંબિક સંજોગોએ તેમને કચડી નાખ્યા ન હોત તો તેઓ વધુ જીવ્યા હોત એટલુ જ નહિ પણ સુખમા જીવ્યા હોત

× × ×

ભાઈ યગનાત તો મારા સ્વજનસમા સ્નેહી હતા અમે કંઇક વધુ નિકટ પરિચયમા પણ આવેલા ૧૯૨૯થી કૌટુંબિક આત્મીયતા જેવો તેમના કુટુંબ સાથેનો સંબંધ તેઓ વડોદરા ભણતા ત્યારે તેમની હોસ્ટેલમા તેમનો મહેમાન થઇને રહ્યો દિલ્હીમા પણ તેમની સાથે રહ્યો અને હુ વખતો રહેતો એ વરસો દરમિયાન તેમના યજમાન થવાનુ સૌભાગ્ય પણ મને પ્રાપ્ત થયેલુ એ બધા સંસ્મરણો એવા મધુર અને અંગત છે કે તેને કાગળ ઉપર ઉતારવાને મારી પાસે શબ્દો નથી ખૂબ વ્યવહારકુશળ માણસ કદી કોઇ સાથે તેમણે બગાડ્યુ નહિ તેમના જીવનની આ જ મોટામા મોટી સાધના અને સિદ્ધિ હતા તેમના જેવી પ્રવૃત્તિરત વ્યક્તિને વ્યાધિએ જીવનના અંતિમ દિવસોમા બિછાનામા કેદ કરી રાખ્યા એમા તેમણે જે માનસિક યાતના અનુભવી હશે તેનો વિચાર માત્ર ચિત્તને વ્યાકુળ બનાવી દે છે

વગડાના ફૂલ જેવો અજાણ્યો અને રંગીન સાહિત્યકાર ભાઈ અનંત ઠક્કર-'શાહબાઝ''-તો મારો સગો મામો થાય અમે બાળપણમાં તો મારો ફક્ત માત્ર દસ મહિને મોટો મારી માતાના અવસાન પછી બચપણનાં કેટલાંક વર્ષો હું મોસાળ જ રહેતો અને અમે એક જ વર્ગમાં સાથે ભણતા એ સમયથી એ કલાકાર હતો એ મધુર બંસીવાદન કરતો અને સિદ્દનને વાયોલિન વગાડતો મર્માળા કટાક્ષથી અને જેડી સમજનારીભરી, ગુલાબી વિનોદવૃત્તિથી એ વાતાવરણને સદા પ્રસન્નતાથી મઘમઘતું રાખતો સાહિત્યક્ષેત્રે તેણે જે અભિરામ સર્જન કર્યું તેની પ્રસાદીનો મોહ તેણે કદી ન રાખ્યો તે તો વગડાના ફૂલની જેમ ખીલ્યો અને ખરી પડયો એના આકસ્મિક અવસાને હૈયામાં જે વજ્રપાત ઊભો કર્યો છે તે શાંત થતાં કંઈક વરસો લાગશે.

એક અદની નિવાપાંજલિ સ્વરૂપે આ અંક પ્રસિદ્ધ થાય છે બહેન ભાનુએ જે નિષ્ઠાથી એ કામ માથે લીધું અને જાહેરાતો મેળવી આર્થિક આવરણોનો સામનો કરી, સાહિત્યક્ષેત્રે લબ્ધપ્રતિષ્ઠ લેખકોનો સહકાર સાધી એ કામ પાર પાડ્યું એ માટે હું તેનો આભારી છું સાહિત્યક્ષેત્રે ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ લેખકોનો સનિષ્ઠ અને નિર્વ્યાજ સહકાર આ અંક માટે અમને પ્રાપ્ત થયો એ અમારી ખુશનસીબી છે 'ગ્રંથાગાર' માટે આવેલા લેખોનું અમારે મન એક વિશિષ્ટ પ્રકારનું મૂલ્ય છે એ લેખોની મૂળ નકલ અમારા દફતરમાં વ્યવસ્થિત રીતે સચવાઈ રહે તેની દરેક તકેદારી અમે રાખીએ છીએ એટલે દરેક લખાણની નકલ કરીને જ છાપખાને આપવાનો રિવાજ અમે સ્વીકાર્યો છે આ અંકના લેખોની નકલ ઉતારતી વખતે, દરેક લેખકે જે સહૃદયતાથી અને સદ્ગત પ્રત્યેની ભારોભાર પ્રેમભરેલી ભાવનાઓ સાથે એ લેખો લખ્યા છે તેની અનુભૂતી અમને થઈ છે, એ લખાણોએ અમારા દિલને મહિનાઓ સુધી આર્દ્ર કર્યાં છે એની નકલ કરતી વખતે અનેક વખત એની સંપાદિકાની આંખો ભીની થઈ છે અશ્રુબિન્દુઓથી કાગળો ભીંજાયા છે વાચકોના દિલને પણ આ લખાણો સ્પર્શી શકશે તો અમારો આ પ્રયાસ સાર્થક થયો ગણાશે આ પ્રકાશનનું મૂલ્યાંકન કરવાનું કામ તેમનું છે ★

# વસમી વિદાય

મુનિકુમાર મ. ભટ્ટ

ઇસુનું વર્ષ ૧૯૫૫ બીજાને ગમે તે રીતે યાદ રહે તેનું હોય પણ તેનો પાછલો અર્ધ તો જૂદા જૂદા ક્ષેત્રના સાહિત્યકારોને લઈ લેવા માટે એ'નો વિશિષ્ટ બની ગયો છે કે ઘણાને જીવનભર તે ઘા ભૂલાશે નહિ રામનારાયણ વિશ્વનાથ પાઠક રમણિકરાવ ભીમરાવ જોષ, હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ યશવંત સવાઈલાલ પંડ્યા અને અનન્ત પરમાનન્દ ઠક્કર આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે અને તેમની દરેકની વિદાય કોઇ ને કોઈ કારણે સાલે એવી બની ગઈ છે

માણુસ જ્યારે પરગામ જાય છે ત્યારે તેના વિયોગનો વિચાર સ્નેહીને રડાવે છે મુસાફરી ભયભરેલી હોય લાંબી હોય દૂરની હોય તેની માત્ર પ્રમાણે દુઃખની માત્રા વધે ઘટે છે પણ વૈદ્યો અને ડાક્ટરના ઉપચારો છતાં સ્નેહીજનોના સમુદાયની સારવાર છતા, બધાને નાસીપાસ કરીને કોઇ આપણી વચ્ચેથી ચાલ્યું જાય છે ત્યારે ક્રોધ ખેદ અને નિરાશાનું એવું પૂર માણુસના હૃદયને આવરી લે છે કે જ્યારે તેને તત્ત્વજ્ઞાન નિરસ લાગે છે આસ્થા સ્તબ્ધ થઇ જાય છે બુદ્ધિ બહેર મારી જાય છે અને ભડભડ બળતી ચિતાની યાદ આપે એવો ચચરાટ દિલને સતાવ્યા કરે છે તેવે વખતે જેઓ એવી શાંતિથી જઈ શક્યા નથી તેમનું ગયેલા પ્રત્યે કર્તવ્ય રહે છે, તેમ જ જવાબદારી પણ રહે છે છતા એ જેટલું દુઃખદ નથી, તેટલું શેષ જીવનનો ભાર વેંઢારવાનો રહે છે તે છે

સ્વ રામનારાયણ પાઠકને તેમના સ્નેહીઓ બટુભાઇને નામે ઓળખતા તેમના પિતા વિશ્વનાથ સદારામ પાઠક સંસ્કૃતના અભ્યાસી અને સારા વ્યુત્પન્ન પંડિત હતા તેમનું પંચદશીનું ભાષાંતર આજે પણ પ્રમાણભૂત ગ્રંથ ગણવામાં આવે છે તે કુટુંબે ગુજરાતને ત્રણ લેખકો આપ્યા છે એક બટુભાઇ, બીજા ગજુભાઇ એટલે સ્વ ગજાનન વિશ્વનાથ પાઠક જેઓ સારા સ્થપતિ હતા અને સ્થાપત્ય અને કળા ઉપર તેમણે લખાણો આપ્યા છે અને ત્રીજા વાવુભાઈ એટલે પ્રાણજીવન વિશ્વનાથ પાઠક અહી તેમનો કૌટુંબિક ઇતિહાસ આપવાનો

ઇરાદો નથી આ ઉલ્લેખ એટલા માટે કરવામા આવે છે કે એકજ કુટુંબે આપણને ત્રણ લેખકો આપ્યા પણ તે ત્રણમા બટુભાઇએ જ સાહિત્યની ઉપાસનાને પોતાનું જીવનકાર્ય માન્યું હતું

* * *

જ્યારથી નવીન યુગની શરૂઆત થઈ ત્યારથી અગ્રણી સાક્ષરો, લેખકો, કવિઓને એક વાત સમજાઇ ગયેલી દેખાય છે કે બીજી ભાષાને મુકાબલે પછાત રહી ગયેલી ગુજરાતી ભાષાના સાહિત્યની ઉન્નતિ કરવી હોય તો સાહિત્યના સર્વ પ્રકારને સ્પર્શ કર્યા વિના, એ સર્વમાં નવીન દૃષ્ટિના મૂલ્યાંકનો લાવ્યા વિના તે થઇ શકશે નહિ. આવી જ ભાવનાથી પ્રેરાઇને નર્મદે કવિતા લખી, નાટક લખ્યું, ભાષણો કર્યા, નિબંધો ઘડયા, શબ્દકોષ તૈયાર કર્યો, કથાકોષ રચ્યો, ઇતિહાસસાર આપ્યો, પ્રાચીન કંઠસ્થ સાહિત્યના પુનરુધ્ધારના મનસૂબા ઘડયા, એમ જ્યાં જ્યાં એને ઉણપ લાગી ત્યાં ત્યાં એ ઉણપ પૂરવાના પ્રયાસો કર્યા, અને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવવાના સર્વતોમુખી પ્રયત્ન કર્યો. લગભગ તે જ પ્રમાણે ચાલીને નવલરામ અને મણિલાલે પોતાની પ્રવૃત્તિ આદરી હતી. બટુભાઈ એ જ માર્ગના મુસાફર હતા. અને તેમના ઉપર પંડિત યુગના લેખકોના વ્યકિતત્વની અમર એટલી ઊંડી અને ઘેરી હતી કે તેઓ આ યુગના છતાં આગલા યુગમાં જીવનારા કે રાચનારા હતા. પણ તેમને પણ તેમના એક પાત્રની માફક જુદે જુદે નામે લખવાની જરૂર પડેલી. ફેર માત્ર એટલો હતો કે બટુભાઈ પોતે એ માટે બુદ્ધિગમ્ય કારણો આપી શકતા, અને આપતા. તેમણે સમજાવેલું કે જે તેમની ઇષ્ટ પ્રવૃત્તિ છે, ધ્યેયલક્ષી કાર્ય છે તેમાં તેઓ અમુક નામો યોજતા કિન્તુ માસિકની જરૂરિયાત પૂરી પાડવા કે 'પદાર્થપાઠ' રૂપે માર્ગદર્શન આપવા તેઓ જે પ્રવૃત્તિ કરતા તે અનિવાર્ય જરૂરને કારણે આરંભેલી હોવાથી તેવી કૃતિ તરફનું તેમનું વલણ તટસ્થ હતું તેમની સમગ્ર જીવનકૃતિનું મૂલ્યાંકન કરવાનો વખત હજી આવ્યો નથી; આવ્યો હોત તો પણ તે માટે મારી પાત્રતા નથી. જે મને મૂલ્યવાન લાગ્યુ છે તે તેમના સહવાસના સંસ્મરણો અને તેમાંથી પણ મુખ્ય ગણાય તેટલાં જ અત્રે ઉતારું થશે.

ઈ. સ. ૧૯૨૩–૨૪ ના અરસાથી અમારો પરિચય ગાઢ થવા લાગ્યો હતો. તે પૂર્વે તેઓ અમારે ત્યાં મારા પિતાને મળવા આવતા અને તે શિષ્યભાવે મારા પિતાના અવસાન પછી તેઓ અમારે ત્યાં આવ્યા ત્યારે મારા પિતાનું પૂર્વાલાપ પ્રકટ થઇ ચૂક્યું હતું. તે સટીક પ્રકટ થવું જોઈએ એ સૂચના તેમણે જ કરી અને પોતે જ એ કાર્ય માથે લીધું અને પાર પાડયું મારા પિતાના બે નાટકો બહાર પાડવામા પણ તેમની સલાહ અમને ઉપયોગી થયેલી અને તેનું આમુખ પણ તેમણે જ લખી આપેલું.

ત્યાર પછી બીજું મીઠું સ્મરણ. અત્રેના દક્ષિણામૂર્તિનાં છાત્રાલય સમેલનના અધ્યક્ષપદે તેઓ આવેલા ત્યારે તેમની તહેનાતમાં રહેવાનું કાર્ય મને સુપ્રત થયુ હતુ. પરિણામે ઘણે સ્થળે તેમની સાથે મારે જવું પડતું; પણ દરરોજ સાંજે તેમનો ફરવા જવાનો કાર્યક્રમ હતો તેમા કેવળ હું જ તેમનો સાથી હતો અને એ ત્રણ દિવસના અમારા વાર્તાલાપમા મુખ્યત્વે કાવ્ય અને ટૂંકી વાર્તાની ચર્ચા કરવા ઉપરાન્ત હાસ્યનુ સાહિત્ય કેટલુ અલ્પ છે અને વિવેચનનું સાહિત્ય હજી કેટલું સામાન્ય છે ને મુદ્દાઓ તેમણે વારવાર જુદી જુદી રીતે સમજાવેલા.

તેઓ જ્યાં સુધી અમદાવાદમાં રહેલા ત્યા સુધી જ્યારે જ્યારે મારે અમદાવાદ જવાનું થાય ત્યારે તેઓ પિંગળ અને સંગીતને ધ્યાનમા રાખીને ચર્ચા શરૂ કરતા એટલું જ નહિ પણ તેમના પિંગળને અંગે તેમને કંઇ પ્રશ્ન, ખુલાસો કે જરૂરી માહિતી ભાવનગરમાથી મળે તેમ હોય તો તેમનો પત્ર આવ્યો જ હોય હું તો તેમને શું વધારે માહિતી આપવાનો હતો પણ તેમના જ સ્વભાવનું એક લક્ષણ હતુ કે જ્ઞાનની પ્રાપ્તિ અર્થે તેઓ સ્થળ કે વય જોતા નહોતા.

તેમના મુંબઈ નિવાસ દરમિયાન જ્યારે હુ મળવા જતો ત્યારે મારી પ્રવૃત્તિઓ સાહિત્ય ક્ષેત્રે મંદ થઈ ચૂકેલી હતી છતા જેટલી થઇ શકી હતી તે એમને એટલી પસંદ હતી કે અન્ય વ્યવસાય છોડીને પણ એ જ મારે ચાલુ નાખવી એવો આગ્રહ તેઓ સેવતા

અને તેઓ એક જ એવી વ્યક્તિ રહ્યા હતા કે અમે બે બંધુએ કાન્તનું જીવનચરિત શા માટે નથી લખતા તેનાં કારણો પૂછી શકતા અને તેમની એ સમતિને જોરે અમને હક હતી પણ મુંબઈની મુલાકાતોમાં કુટુંબની ખબરો પૂછવી, યોગક્ષેમ જાણવા એ વાત વિશેષ બનતી ગઇ હતી ને સૂચવે છે કે તેમની અભ્યાસ પગયણતા નીચે તેમનુ વાત્સલ્ય ગૂંગળાઈ ગયુ નહોતું. તેમની બીજી વિલક્ષણતા એ હતી કે જીવનની સામાન્ય બાબતોમાં જો તેમને સાહિત્યનો આધાર મળી જાય તો લેવા ચૂકતા નહિ વડોદરા પોરથી ઉપર આવતા તેમણે લખેલુ કે તેમને માટે એક 'પૌંડ' દૂધ તૈયાર રાખવુ. આવાસમા આવતા દૂધ તૈયાર નહોતુ જ્યારે મિલનોત્સુકો હતા, દર્શનાતુરો હતા, પ્રશ્નાર્થીઓ હતા. તેમને સંબોધી તેમણે કહ્યું કેઃ "હુ શેકસપિયરના યહુદી શાયલૉક જેવો છુ. મને મારા હકનો 'પૌંડ' મળવો જ જોઇએ. એ મળે પછી બીજી વાત." અને 'પૌંડ' ઉપરનો શ્લેષ અને બીજી રીતે બેહુદી ઉપમા વિચારીને બીજાને હસાવનાર સ્વૈરવિહારી પોતે જ હસ્યા હતા.

કદાચ કાવ્યપ્રદેશે તેમની ખોટ પૂરી શકાશે, વર્તા લેખનમાં પૂરી શકાશે, તેમના કરતા વધારે સમૃદ્ધ ભાષાયે લખી શકાશે, પિંગળ ડીંગળ, ફારસી ગઝલકારી કે અંગ્રેજી પ્રોઝોડીના જાણકારેય પાકશે, પણ તલસ્પર્શી અભ્યાસ, વૈજ્ઞાનિક ચોકસાઇ, વિવેચનમા અનુભૂતીમય માર્ગદર્શન, અવિશ્રાંત અધ્યયન પગયણતા વગેરે પંડિતયુગનાં એમનામા મૂર્ત થતાં લક્ષણો—અત્યારે તો ગયા જણાય છે અને જતન કરીને નવીન લેખકવર્ગ તેને પુનર્જીવન આપશે નહિ તો ગુજરાતી સાહિત્યની આવશ્યક પ્રગતિ અટકી જશે એટલે તેમના આત્માને એટલી અરજ કરવાની રહે છે કે તેઓ અંતરિક્ષમાથી આશીર્વાદ આપે કે તેમના જીવનની આ બાજુ ગુજરાતમાં તેમના પછી પણ એવડા તેજે ઝળહળી રહે.

* * *

અભ્યાસીવૃત્તિનો વિચાર કરતાં સ્વ. રત્નમણિરાવનુ સ્મરણ થયા વિના રહેતું નથી. સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીની જેમ તેમને નજરે જોતા કોઈ ભાગ્યે જ માને કે તેમનામાં જ્ઞાનનો આવો ભંડાર ભર્યો હશે.

એ વાત જૂનાગઢમાં દુર્ગાશંકર શાસ્ત્રીના પ્રમુખપદે મળેલ ઇતિહાસ પરિષદની છબીમાંથી સ્પષ્ટ થાય છે. તેમાની એકમાં શ્રી. રત્નમણિરાવ, દુર્ગાશંકર શાસ્ત્રીની બાજુમાં જ બેઠેલા છે તેથી સરખામણી સહજ અને સરલ બને છે પણ ખંભાત, અમદાવાદ, પ્રભાસ પાટણ વગેરે તેમનાં પુસ્તકો જોતા માણસને એમ જ લાગે કે આ પુસ્તકોનો લેખક એચ. જી વેલ્સ જેવો કે વિક્ટર હ્યુગો જેવો, કે રોમે રોલાં જેવો દેખાવમાં હશે. વ્યાપાર એ તેમની મુખ્ય પ્રવૃત્તિ હોવા છતાં ઇતિહાસ અને સંશોધન એ તેમના પ્રિય વ્યવસાય, અને નમ્રતા એ તેમનો મુખ્ય સદ્‌ગુણ હતો. તેઓ મુંબઇ રાજ્યની 'બોર્ડ ઓફ હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ એન્ડ એન્શન્ટ મોન્યુમેન્ટ્સ' ના સભ્ય નીમાયા હતા, જેમાં હું પણ હતો. અમદાવાદની ઇતિહાસ પરિષદમાં પણ મેં તેમને મોખરે બેઠેલા જોયા નથી, જો કે એ સ્થાન જ તેમને માટે યોગ્ય હતું. સંગીત શાસ્ત્રમાંના કેટલાક રાગોનાં નામ, ગામ કે દેશના નામ સાથે સામ્ય ધરાવે છે તે ઉપરથી કંઈપણ નિર્ણયાત્મક તારતમ્ય શોધવા તેમણે પુષ્કળ માહિતી અને પુરાવા એકત્ર કર્યા હતા. અને તેમનાં લખાણોમાં પણ એવા ઉલ્લેખો મળી આવે છે.

ગુજરાતમાં આજે સંશોધનનો અભ્યાસ ઓછો છે. જે થાય છે તે પણ તલસ્પર્શી થતો નથી ઇતિહાસ લેખનમાં તટસ્થતા અને સામંજસ્ય જોઈએ તે ઓછાં થતાં જાય છે તેવે જ વખતે રત્નમણિરાવે વિદાય લીધી.

તેમના આત્માને શાંતિ ઇચ્છીને, જો બની શકે તો એક જ પ્રશ્ન પૂછવા ઇચ્છું કે સામંજસ્યહીન, તાટસ્થ્યહીન, અભ્યાસહીન આ જમાનામાં હવે શાને જીવવું એમ માનીને તો આપે વિદાય લીધી નથીને?

* * *

ઉપર મેં કહ્યું છે કે વીસમી સદીના પહેલા દાયકા પછી તરત જ ઘણાને ગુજરાતમા હાસ્યનું સાહિત્ય ઘણું અલ્પ છે તેમ લાગેલું. તે ક્ષતિ દૂર કરવા કટિબદ્ધ થનારામાં સ્વ. મસ્તફકીરનું નામ મૂકી શકાય. મસ્તફકીરની અવસાન નોંધ લેવી મુશ્કેલ છે; કારણ કે અવસાન નોંધ શોકથી પ્રેરિત હોય છે, તેમાં શોકની વાત વાંચવા સાંભળવા

બધા ટેવાયેલા છીએ તેટલા માટે શોકની છાયાને ભૂસી નાખ્યા વિના, જેમણે બીજાને હસાવવાનુ જીવન કાર્ય માનેલુ તેમની નોધ કેમ લેવાય?

મસ્તફકીર એટલે હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ, ચાવડના મહેતા કુટુંબના વડા હતા ચાવડના મુકુન્દજી મહેતામા, સાભળવા પ્રમાણે, બે શક્તિઓ હતી–એક સગીત અને કાવ્યની અને બીજી હાસ્યની તેમના કાવ્યો બૃહત્ કાવ્ય દોહનમા વાચવા મળે છે તેમને ત્રણ પુત્રો તેમાંના રત્નજીના પુત્ર ગૌરીશંકર તે મસ્તફકીરના પિતા થાય બીજા માધવજી રત્નજી, જેમના પુત્ર હરિલાલને બહાઉદ્દીન કૉલેજના જુના વિદ્યાર્થીઓ પોતાના તત્વજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે, પ્લુટાર્કના જીવન ચરિતના લેખક તરીકે આજે પણ પિછાની શકશે ત્રીજા હરજીવનના પુત્ર કૃષ્ણદેવના એકાદ બે લેખ 'પ્રસ્થાન' મા છપાયા ત્યા જ તેમનુ ટ્રેનમા નિધન થયુ મારા પિતા એ ચારેમા સૌથી નાનાભાઈ હતા. હરિપ્રસાદભાઇ મેટ્રીકનુ એક વરસ ભાવનગરની આલ્ફ્રેડ હાઇસ્કુલમા ભણ્યા હતા તે ઉપરાત તે અમારી સાથે મુસાફરીમા અગાઉ ઘણી વખત આવતા તે વખતે માર્ક ટ્વેન વાચતા અને પછીના કાળમા પણ તેમણે એ અભ્યાસ ચાલુ રાખેલો.

હરિપ્રસાદભાઇને મતે તેમની વાર્તામા રસ જમાવવાની શક્તિ અને નાના વસ્તુમાથી સળંગ વાર્તા બનાવવાની શક્તિની શરૂઆત કરાવનાર મારો સ્વર્ગસ્થ ભાઇ અજિતકુમાર હતો. અજિતભાઇને રોજ નવી વાર્તા કહેવા માટે હરિપ્રસાદભાઈ ખૂબ મહેનત કરતા અને વાચેલા પુસ્તકોમાથી નવી નવી વાર્તા બનાવી કહેતા.

તેઓ મેટ્રીક થઇ શકે ત્યાર પહેલાં તેમને નોકરી શોધવી પડી અને રીપોર્ટર તરીકે જિન્દગી શરૂ કરી તે કાળમાં તે હનુમાન ગલીમા, કાનજી ચતુરના માળામાં રહેતા હતા તે જ માળામા અમૃતલાલ સુંદરજી પઢિયાર પણ રહેતા હતા. ભિક્ષુ અખંડાનંદ પણ એ જ મકાનમા પ્રથમ આવીને રહેલા શ્રી. મનુ સુબેદાર અને શ્રી. કનૈયાલાલ મુનશી પણ એ જ મકાનમા રહી ગયેલા. વધારે મહત્ત્વની વાત એ છે કે મુમ્બઈના મધ્યમવર્ગના જીવનનો જે ચિતાર મસ્તફકીરની વાતોમાં ઠેકાણે ઠેકાણે જોવા મળે છે તે સર્વ તેમના આ માળાના નિવાસનો પ્રતાપ છે.

તેમને લેખક તરીકે બહાર લાવવાનો સંપૂર્ણ યશ સ્વ. હાજી મહમ્મદ અલારખિયા શિવજીને ઘટે છે. હરિપ્રસાદભાઇ હમેશાં હસતા અને હસાવતા જ રહેતા. જીવનમાંના ઘણાં દુઃખોને તેમણે હસતી આંખોએ જ જોયાં છે. તેમનું પોતાનું લગભગ આખું જીવન દુઃખથી ભરપુર જ ગયેલું છતાં તેમના લખાણોમાં કેવળ હાસ્ય જ તેમણે બતાવેલું છે એ તેમના જીવનનું સર્વોત્તમ લક્ષણ મને લાગ્યું છે. તેઓ સ્વભાવે નિડર હતા. દુઃખે કોઇ દિવસ તેમને ડાર્યા કે હતાશ બનાવ્યા નથી. સ્થિતિના દરેક પલટાને તેમણે હસ્તે મુખે વધાવી લીધા છે. મસ્તફકીરનો હાસ્યરસ ભલે સ્થૂલ હોય છતાં તેમની હાસ્ય-શક્તિ સૂક્ષ્મ હતી તેમની હાસ્યરસિક કૃતિઓનું નિરપેક્ષ દૃષ્ટિએ મૂલ્ય કેટલું એ સવાલો ભવિષ્ય માટે રહેવા દઇએ તો મસ્તફકીરની હરોલના કોઇ હાસ્યરસિક લેખકનું જીવન તેમના જેટલી કરુણતાથી ભર્યું નહિ હોય એ હકીકત છે.

હાજી મહમ્મદે તેમને અચાનક શોધી કાઢેલા. સેમ્યુઅલ સ્ટ્રીટમાંના હાજી મહમ્મદના મકાન નીચે એક પેઢી ચાલતી અને તે પેઢીમાં પણ હરિપ્રસાદભાઇ નોકરી કરતા. તે વખતે પ્રશ્નોત્તરીઓને (પ્રથમ) વિશ્વયુદ્ધમાં સરકાર ફ્લેન્ડર્સ લઇ ગયેલા ત્યારે તેમના નવેણ આભડ-છેટના રિવાજો વગેરેનો સુન્દર ચિતાર આપતી વાત તે મોઢે કહેતા. જે તેમણે કદી લખી જ નહિ તેમજ તેમણે જોયેલાં નાટકોમાં ક્યારે ક્યારે શું ન ધારેલી રમૂજો થયેલી તેનો પણ સરસ ચિતાર આપતા. અને દવાની જાહેરખબરોનાં નાટકો લખાય તો કેવાં થાય તે માટે એક નાટક પણ તેમણે યોજેલું અને તે આખું નાટક ડાહ્યાભાઇની દેશી નાટક સમાજના અમુક એક્ટરોની નકલ કરીને અને તેમાંનાં કેટલાક ગીતોમાં શબ્દો ફેરવીને તે બોલી બતાવતા એ, એકવાર હાજી મહમ્મદ સાભળી ગયા અને હરિપ્રસાદભાઇમા તેમણે ભવિષ્યનો આશાસ્પદ હાસ્યકાર જોયો જેને પરિણામે 'માર્જાર કેસરી અથવા બિલાડ કુમાર' અને 'બોડકું માથું' વગેરે તેમના લેખો પ્રકટ થયા.

હરિપ્રસાદભાઇની ભાષામાં સંસ્કૃત શબ્દોનો ભરડોળ જોઇને કોઇને આશ્ચર્ય જ લાગે કે તેઓ સંસ્કૃતમાં નાપાસ થયા હશે. તેમના માતામહ જીવણરામ શાસ્ત્રી સંસ્કૃતના મોટા વિદ્વાન હતા. અને હરિપ્રસાદભાઈ

પોતે પણ ઘણા સંસ્કૃત શ્લોકો બોલતા, સંસ્કૃત નાટકોનો પણ તેમનો સારો અભ્યાસ હતો છતા તેમને પરિક્ષામા આ ભાષાએ યારી આપેની નહિ તેની તેમના દિલમા ઊંડી ખટક ઘણો વખત રહેલી

તેઓ એક સારા ભાષણકર્તા પણ હતા દભ ઢોંગ સ્વાર્થ દગાબાજી વગેરે તરફ તેમનો તિરસ્કાર ઘણો સખત હતો પણ તે કદાપિ ક્રોધનુ સ્વરૂપ લેતો નહિ તેઓ તેમાથી હાસ્યનુ તત્ત્વ શોધી કાઢીને તેથી સર્વને હસાવતા

પોતાના પોષાક તરફ એ અત્યંત બેપરવા હતા દરજીને ત્યા જવુ તેમને ઘણુ નાપસંદ હતુ એક વેળા તો તેની પુત્રી સૌ નિવેદિતાને મસ્તફકીરની આ બેપરવાઈનો કટાળો આવ્યો તેણે પાર્લામા એક દરજી શોધી કાઢ્યો જેણે માપ લીધા વિના દેખાવ ઉપરથી કોટ સીવી આપવાનું માથે લીધુ પછી કોઈક મિષે તે મસ્તફકીરને દરજીની દુકાન પાસે લઇ ગઇ દરજીએ તેમને દૂરથી જોઈ કોટ સીવી આપ્યો અને તે કોટ એ પુત્રીએ પિતાના જન્મદિવસે પહેરાવ્યો

તેઓ પોતાની ઉપર હસી શકતા અને પોતાના દુખોને પણ હાસ્યના સાધન તરીકે યોજી શકતા તેનુ એક દૃષ્ટાંત ચિરંજીવ રહેવા પાત્ર છે આજથી ચારેક વરસ પહેલા તે ગંભીર માદા પડ્યા અને હરકિસનદાસ હોસ્પિટલમા લાંબી સારવાર લઇ ફરી પથારીએ ચઢ્યા ત્યારે તેમણે એ મતલબનુ લખેલુ કે હુ સ્વર્ગના દરવાજા સુધી જઇ આવ્યો ત્યારે સાથી મને એમ કહીને પાછો કાઢ્યો કે રેશનીંગ અને કાળા બજારનો ભોગ બની એટલા માણસો વગર મોતે મરે છે કે તારા જેવા માટે જગા નથી

હાસ્યરસના ઉત્તમ લેખકો સંગીતના શોખીન અને અચ્છા જાણકાર હોય છે એમ મે ઘણા કિસ્સામા જોયુ છે સ્વ રમણભાઇ તેમા અપવાદ છે, જ્યારે જ્યોતીન્દ્ર દવે તે વાત સિદ્ધ કરે છે હરિપ્રસાદભાઈ પણ સંગીતના શોખીન હતા અને આપમેળમા ગાતા પણ ખરા

તેમણે જીવનની સુકી બાજુ જ જોયેલી અને અનુભવેલી છતા તેમના લખાણોમા સુખ, ઐશ્વર્ય, આહ્લાદ જ મુખ્યત્વે નજરે પડે

છે અને હવે જ્યારે તેઓ બીજી દુનિયામાં ગયા છે ત્યારે એટલી આશા રાખવી અસ્થાને નથી કે જે સુખ પૃથ્વી ઉપર તેમને મળ્યું નહિ તે ત્યાં સાંપડશે અને આપણને બધાને હસાવનારને ત્યાં કોઇ હસાવનાર મળી રહેશે.

* * *

બટુભાઇ, ભાણુભાઈ (સ્વ. રત્નમણિરાવ) અને મસ્તફકીર ત્રણે જીવનની પશ્ચિમ વયમાં હતા. બધા જ 'વન' વટાવી ચૂકેલા હતા. પણ ભાઇ યશવંત સવાઇલાલ પંડ્યાનું તેમ નહોતું. તેથી તેમની વિદાય વધારે વસમી બને છે.

બટુભાઇએ ગુજરાતી સાહિત્યનાં સર્વ પાસાં માટે, અને મસ્તફકીરે હાસ્ય માટે લેખન વ્યવસાય આદરીને તેને જ પોતાની મુખ્ય પ્રવૃત્તિરૂપે ગણ્યો હતો. જ્યારે સ્વ. રત્નમણિરાવની માફક સ્વ. યશવંત પંડયાના જીવનને લેખન ઉપરાંત અન્ય પાસાં પણ હતા, અને તે તેમના લેખન વ્યવસાય કરતા ઓછાં મહત્વનાં નહોતાં.

યશવંત પંડયાના પિતા રાવ સાહેબ સવાઇલાલ ગિરધરલાલ પંડ્યા પ્રતિષ્ઠિત ઇન્જનેર છે. તેમને પોતાની નોકરીને અંગે જુદે જુદે સ્થળે રહેવાનું થતાં ભાઇ યશવંતને તેમના અભ્યાસકાળમાં મુંબઈ, ભાવનગર, અમદાવાદ વગેરે સ્થળે રહેવાનું થયેલું અને છેલ્લે તે વડોદરામાં પણ ભણેલા. આથી તેમની જીવનદૃષ્ટિ વિશાળ બનેલી; તેમના સ્નેહાળ સ્વભાવને લીધે તેમણે દરેક જગ્યાએ મિત્રો કરેલા, તે સંખ્યામાં વિપુલ અને પ્રકારમાં વિવિધ હતા. સ્વ. કવિ નાનાલાલ અને સ્વ. બલવંતરાય ઠાકોરના તેઓ પ્રીતિપાત્ર હતા, તેવી જ અમીદૃષ્ટિ તેમને શ્રી. કનૈયાલાલ મુનશી તરફથી મળેલી. ઉમાશંકર, સ્નેહરશ્મિ, ચંદ્રવદન, ધનુભાઇ, એ સર્વ તેમના મુંબઇની ભેળ કલમના સાથીઓ. વડોદરામાં કિશનસિંહ તેમના વયસ્ય ગુલાબદાસ બ્રોકર, જ્યોતીન્દ્ર દવે, જયંતિ દલાલ પણ તેમના મિત્રો; તે ઉપરાંત અનેક મિત્રો તેમની ખોટ અનુભવી રહ્યા છે. તેમની એકાદ લાંબી ચાલેલી માંદગી દરમિયાન ઘણા મિત્રો તેમની તબિયતના જોવા આવી ગયા તે ઉપરના કથનનો મોટામાં મોટો પુરાવો

જેમ તેમની નાટ્યકૃતિઓથી તે લાબો વખત સાભરશે તે જ રીતે સામળદાસ કૉલેજમા તેમણે સાક્ષરોની ચિત્રમાળા આપેલી તેથી પણ લાબો વખત સાંભર્યા કરશે અને તે ચિત્રમાળામા પોતે બેસી શકે એટલું તો તેમનું પોતાનું અર્પણ ગણી શકાય પણ પૂનામા જેમ શ્રી જયશંકર ત્રિવેદીનું સ્થાન ગુજરાતના અને ગુજરાતીના વિશ્રામ સ્થાન જેવું ગણાય તેમ શ્રી યશવંત પડ્યાનું સ્થાન દિલ્હીમા ગણી શકાય ઘણા વરસોથી તેમણે દિલ્હીમા નિવાસ કરેલો એ દરમિયાન જ્યારે જ્યારે કોઈ ગુજરાતીને દિલ્હીનુ કામ પડે ત્યારે તેમની નજર અચૂક દિલ્હીમા યશવતભાઈ તરફ પડતી અને તેઓ તે કામ કરી અને કરાવી આપતા. તેમનુ દિલ્હીનુ ઘર સદા મહેમાનોથી ભર્યું ભર્યું રહેતું દિલ્હીના ગુજરાતી સમાજના તે પ્રમુખ હતા અને તે સમાજની પ્રવૃત્તિ તેમ જ મિલકતના યશનો મોટો ભાગ યશવંતભાઇને ઘટે છે

રા સા સનાઇલાલભાઇએ ભાવનગરમા દીવાનપદ ઉપર ધર લીધું તેવામા ઇ. સ. ૧૯૨૪-૨૫ મા અમારી મુલાકાતો વધારે થવા લાગી એક વાત મેં અન્ય સ્થળે કહી નથી તે હવે જાહેર કરવાનો મારો ધર્મ છે કે, જો કે હું પ્રસંગોપાત્ર લખતો ખરો પણ 'ઊગતા તારા' મા મારી ગણના સ્વ યશવતે જ પ્રથમ કરી હતી બીજો એક આકસ્મિક સયોગ એ પણ હતો કે જે માસમા અને જે દિવસોએ મારુ 'ગધેડિયા ખેતર' લખાયું તે જ અરસામા તેમણે પણ સાક્ષર સપ્તકની નકલ સમી લાવણી લખેલી અને અમને વચાવવા આવેલા પણ આ કાવ્ય સાંભળી તે જ દિવસે વચાવ્યું નહિ પણ પછી લઈ આવ્યા. તેમનાં બે નાટકો–'અ. સૌ કુમારી' અને 'પડદા પાછળ' છપાવા મોકલ્યા પહેલાં અમને પ્રથમ વંચાવી અમારું ગૌરવ કર્યું હતું.

તે દિલ્હી ગયા પછી તેમની સાહિત્ય પ્રવૃત્તિ મંદ થઈ ગઇ અને બીજી પ્રવૃત્તિ વધી ગઈ હું દિલ્હી ગયો અને તેમને મળવા ગયો ત્યારે એ પ્રવૃત્તિ શરૂ કરે એવી માગણી કરવાના ઈરાદાથી જ ગયો હતો. ત્યાં આનન્દ સાથે મેં જાણ્યુ કે ગુજરાતના અગ્રણી કવિઓની લેખમાળા કાચા રૂપમાં લખી તેમણે તૈયાર રાખી હતી (જેમના થોડા હપ્તા અખંડ આનન્દમાં છપાયા)

અને મને વંચાવી. જ્યારે તે તબિયત સુધારવા જામુકના અહીં આવ્યા ત્યારે તેમાંનો મોટો ભાગ લખાઇ ગયો હતો. પોરબંદર તબિયત અર્થે ગયા ત્યારે ત્યાં સદ્દભાઈ ઝાલાના સ્નેહાગ્રહનો લાભ લઇ કલાપી ઉપરનું વક્તવ્ય સુધાર્યું હતું. તબિયત લથડતી જ ચાલી ન ઑપરેશને સુધારો કર્યો ન હવાફેરે, ત્યારે વતનમાં કાયમ વસવાટ કરવાનું નક્કી કરી તેઓ અહીં આવ્યા અવસાન પહેલાંના આઠેક દિવસ ઉપર જ તેમણે મને કહેલું કે હવે તે બધા જ અર્થમાં નિવૃત્તિ નિવાસ ભોગવવા માગે છે. મને પણ આનંદ થયો કે સાહિત્યનો તેમનો ઇષ્ટ વ્યવસાય તેઓ ફરી આરંભશે – પણ......

એ 'પણ' મોટો હતો તેઓ દિલ્હીમાં હતા ત્યારે શ્રી. નાનાભાઇ ભટ્ટ સાથે એક દિવસ બેઠેલા, તેમાં એકાએક બિમાર પડી ગયા. ડૉકટરે ચેતવણી આપી કે દર્દ સામાન્ય લાગે છે પણ ચિહ્નો ગંભીર છે. ડૉ. ચોધની સલાહ પૂછવામાં આવી. મુંબઇ જઇને ઑપરેશન કરાવ્યું. ફરી દિલ્હી ગયા. ત્યાં રંગ કલાનાં નાટકો ભજવવામાં મદદ કરી ફરી ભાવનગર આવ્યા, અને તેમની તબિયતે આશા અને ધાસ્તી વચ્ચે ઝોલાં ખાધાં, અને છેલ્લે એક દિવસ વિદાય લીધી.

તેમના જ એક નાટકમાં બીજા અંકને છેડે બધાં પાત્રો એકઠાં થાય છે અને નાટક પૂરું થવાનો ભ્રમ ઊભો થાય છે અને પછી ત્રીજો અંક શરૂ થાય છે. પ્રાધ્યાપક દવેએ સાચું કહેલું કે તેમણે જીવન નાટકમાં પણ બીજે અંકે જ સમાપ્તિ કરી લીધી. એનો ત્રીજો અંક જોવા મળશે જ નહિ એ તેમના મિત્રોની વેદના સૌથી વિષમ છે.

  

જેનો ઘા આ લેખકને જીવનભર વિસરાશે નહિ એમ લાગે છે તેવું અવસાન અનન્ત પરમાનંદ ઠક્કરનું છે.

કવિઓ, કલાકારો, મહાપુરુષો કુટુંબમાં સરાસરી એક જ હોય એવું અત્યાર સુધી બનતું આવ્યું છે. બે હોય તો વશેકાઇ ગણાય અને ત્રણ તો વિરલ જ ગણાય. તેવો વિરલ સંજોગ પાઠક બંધુઓની જેમ શ્રી. કપિલ ઠક્કર, શ્રી. રામુ ઠક્કર અને અનંત ઠક્કરનો

શુક્રતારાને લઇ જવાને વ્યોમસાગરમાં
ચંદ્રરેખા તણી રૂપેરી નાવડી આવી,
સુભગ ઘડી આવી

એ મને ઘણી જ ગમી ગયેલી મુશાયરાઓમાં તેની ગઝલોમાં હમેશાં નાવિન્ય, તાઝગી, વિચારઘનતા કે ભક્તિ પ્રકર્તા. તેના કવિત્વ ઉપર હાફીઝની ઘણી અસર છે એમ તે મને કહેતો.

"તમારા શ્વાસથી બ્રહ્માંડના તત્ત્વો રચાયાં છે" — એ વિચાર નવીન નથી, છતાં તેની રજૂઆતમાં અનંત જે લાઘવ અને મગળતા સાધી શકેલ છે તે તેની કવિત્વશક્તિ બતાવે છે. તે પોતાના વિચાર માટે મોટે ભાગે મુખમ્મસ પાચ લીટીના છંદ પસંદ કરતો, અને પ્રાસ માટે તેમ જ લયમદ્ધતા માટે ફારસી બેતબાજીને અનુસરતો. તેણે પોતાનું તખલ્લુસ 'શાહબાઝ' રાખ્યું હતું. અને શાહબાઝ જ્યારે વિરાટ સ્વરૂપ ધારણ કરી વિશ્વને આવરી લે ત્યારે —

"આ ગગન ટૂંકું પડે બીજું ગગન આપો મને" એ પંક્તિઓ અનંતને જ સૂઝે એ પ્રકારની છે એ કમનસીબ બિના છે કે તેના કાવ્યો પ્રકટ થાય તે પહેલા જ તેણે આપણી વચ્ચેથી વિદાય લઈ લીધી.

તે એક સારો જ્યોતિષી હતો અવસાન પહેલાં બે જ કલાકે તેણે મને કહ્યું હતું કે: "આ નવેમ્બર વીતી જાય તો બસ છે, પછી મને તબિયતની કંઈ ફિકર નથી" પણ એ નવેમ્બર જ એનો ઘાતક નીવડ્યો

તેણે શિશુવિહારના મુશાયરામાં રજૂ કરેલ ખમસા મને બહુ પ્રિય છે. તેમા પહેલી પાચે લીટીના પ્રાસ મેળવી પાચમી, દસમી, પંદરમી લીટીના પ્રાસ તેણે યોજ્યા હતા તે ઉપરાંત આગળની લીટીમાં ગાયેલ સત્રમાં વણાઇ જતા બધા વિષયને તે આ પાચમી લીટીમા ગણાવતો જતો હતો તે આ રીતે :

તમારાં રૂપની મસ્તીએ આપ્યું રૂપ સર્જનને
તમારી સૌરભે સૌરભ દીધી વનવનને ગુલશનને
તમારી જ્યોતિએ આંજી દીધાં હરએક લોચનને

કહો ઢૂંઢૂ હવે કઇ રીતથી એ ગૂઢ દર્શનને,–
હીનાને, ઝુલ્ફને, મુખને, નયનને, તેજધારાને.

તેણે ઐચ્છિક વિષય અંગ્રેજી–ફારસી સાહિત્ય લઇને બી. એ ની પરીક્ષા પસાર કરી હતી છતા તે ઇતિહાસનો શોખીન હતો, અને ફારસી ગ્રંથોમાથી બહુ બહાર નહિ આવેલી બાદશાહોની ઘણી વાતો તેણે એકત્ર કરી હતી મોગલ બાદશાહોના ઇતિહાસ માટે તેને ફારસી ઘણી ઉપયોગી થઈ પડી હતી તેથી અન્ય પુસ્તકોમા ન વચાયેલી કેટલીયે વાતો તેની મારફત જાણવા મળતી જો તે સ્થિતિ ચાલુ રહી હોત તો તે અચ્છો ઇતિહાસનવેશ બની શક્યો હોત. અત્યારે તો તેણે નામ છૂપાવી 'નવજીવન' માસિકમા આપેલ વાર્તા જ તેની ઇતિહાસ–પ્રિયતાની સાક્ષીરૂપ રહેલ છે

અવસાન પૂર્વે બે કલાકે હુ તેની પાસે બેઠો હતો. તે શાત થઈને બિછાનામાં સૂતો હતો માદગીને લીધે કોઇ વાર દેખાઈ આવતો નિર્વેદ પણ નહોતો, તેમ કવિતામા દેખાતી નિરાશાની કરુણતા પણ નહોતી. શાત ચિત્તે અમે પરમ દિવસે મળવાની વિગતો નક્કી કરી. પછી છૂટા પડયા, ન જાણ્યુ કે અમારું તે મિલન જ અંતિમ થવાને સરજાયુ હતું.

તેની જે કવિતાનો મેં ઉપર છેલ્લો ઉલ્લેખ કરેલો તેમાં એકાદ કડી ઉમેરવાની મે તેને સૂચના કરી હતી હવે તે ઉમેરવી હોય તો બદલેલા અર્થમાં જૂદી રીતે આમ લખી શકાય :–

મને તારી કવનશક્તિ તણી ઝાંખી થઈ મોડી
અને ઝાંખી થતાં આવ્યો હું તારી પાસ તો દોડી
મગર આ કાલ તો ચાલ્યો; રહી વેળા ઘણી થોડી
જહાથી તું ગયો ચાલી અમો સર્વેને તરછોડી
સ્વસાને, બંધુને, સુતને, અને એકાકી દારાને. ★

# દેના બેંક

દેના બેંકની બચત યોજનાઓ ભવિષ્ય
માટે બચાવવા તમને મદદ કરશે.

*બેંકીંગને લગતુ દરેક કામકાજ*
*કરવામા આવે છે.*



## દેવકરણ નાનજી બેંકીંગ કં. લી.

મુખ્ય ઓફિસ
દેવકરણ નાનજી બીલ્ડીંગ્ઝ, હોર્નિમન સર્કલ, મુંબઈ-૧.

# દૂહા

ઝંઝર ડોલે ઝાડવાં વસિયર મહુવરથી જ
તૂં એક ઝીણી બીજ તેં ડોલાવ્યો શેષને

તૂં ઝાંખી બીજ પાતળી, કિરણ અડયા જૈ શિર
ઉરસાગરનાં આંધળાં તેં અજવાળ્યા નીર

હિય દેતાં ચોર્યું નહીં, શિર ધાર્યે ના શોભ
મુખ ધરતાં મોહ્યુ નહીં, (એક) વચન*તણો શો લોભ ?
વાનું સરજ્યું અંગ વાળેલું જાતું ઉડી
નહીં રૂપ કે રંગ (પણ) લાખે લેખાં વચનનાં !

દીવાની અળખામણી, કાળી ભીંતર બ્હાર
(પણ) એક જ રેખા નેણમાં: દીપકમાળ હજાર
હૈયે માણકહાર, અધર ઝગે નથમોતિડું,
ચળકે ચન્દ્ર નિલાડ, (પણ) આંજણ[1] વણ અધુરું બધું

દીવાની અળખામણી, કાળી ભીતર બ્હાર
(પણ) રેખા તાણી કાગળે, ઉર ઉજાળણહાર
દીવાની અળખામણી એને આઘેથી કોઇ અડે નહીં
(પણ) કલમે તાણી રેખ (એની) ઉપડે કે ઉખડે નહીં.

"શેષ"

(હીરાબહેનના સૌજન્યથી)

---

* 'વચન'નો બીજો પાઠ 'બોલ'

1 'આંજણ'નો બીજો પાઠ 'કાજળ'

•



શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક

# રામનારાયણભાઈ

વિજયરાય વૈદ્ય

સ્વ. રામનારાયણભાઈને પહેલી વાર મળવાનું થયું તે તો આજથી નામેક વર્ષ પર, 'પ્રસ્થાન' તથા 'કૌમુદી' ત્રૈમાસિકના આરંભકાળે સાલ ૧૯૨૫ની હશે

પરિચયનો પ્રસંગ તેમના ભાઈ પ્રાણજીવન પાઠકના આદિત્ય મુદ્રણાલયમાં ત્રૈમાસિક છપાતું, તેને લીધે મળેલો

એ વખતે તેમના પિતા વિદ્યમાન તેમને સન્યાસી તરફે આ ભાઈઓના રહેઠાણે ( એ નીચું ઘર એ જમાનાના માન્ચપુરમાં હતું ) જેના સારથી જ મને આખા કરુન માટે, ત્રીશથી યે ઓછી વયના આદિત્યપ્રેમી તરીકે આદરભાવ થયો હતો વિશ્વનાથભાઈએ વેદાથો તથા મહિમ્નસ્તોત્રના ભાષાંતરો ર્યાં છે અને તેઓ સમર્થ શિક્ષક હતા એ બધું તો પછી જાણ્યું, અને હમણાં જ બીજી સાહિત્ય પરિષદનો ( ૧૯૦૭ ) નિબન્ધસંગ્રહ, અન્ય કામ માટે ઉથલાવતા જોયું કે મોટા સાત પાનાનો, વિચાર અને અનુભવથી સમૃદ્ધ, વ્યવહારુ સુધારા માટે સૂચના સહિતનો પ્રાથમિક શિક્ષણ વિશેનો તેમનો નિબન્ધ એમાં છે મતલબ, ધાર્મિકતા અને વિદ્યાસંસ્કાર તેમ જ જીવનભર બહુ દીપાવ્યા એ વિદ્યાદાન તથા ગ્રંથરત્વ આપણા સદ્ગત મિત્રને વારસામાં જ મળ્યા હતા અને નિજ નૈસર્ગિક પ્રતિભા વડે તેમણે, સદારામ પાઠકના એ સુપૌત્રે, સદાકાળ ઉચ્ચ પ્રતિનો લોક સંગ્રહ રૂડી રીતે કર્યો, કુલપરંપરાને શોભતી રીતે, તેમ પ્રજાના સંસ્કાર વારસામાં પણ આગવું મૂલ્યવાન પ્રદાન કરીને

આમ જૂનો સંબંધ, પણ અમારો જે કંઈ પરસ્પરનો વિદ્યા સમાગમ કહેવાય તે તો મેળાપ કે પત્રવ્યવહારના રૂપે પણ થોડો હતો આવું લગભગ બધા મારા સાહિત્યમિત્રો સાથેના સંબંધમાં બન્યું છે અમુક અપવાદ સિવાય એમાંના ઘણાખરાને લખવા —લખાવવાના કામ સિવાય, પત્રાલાપના પરોક્ષ રૂપે પણ, ભાગ્યે મળવાનું થયું કે થતું હોય છે વળી 'પ્રસ્થાન'ના એક 'નાટ્ય અંક' સિવાય એમાં મારે, કે 'કૌમુદી'—'માનસી' માં એમને તો કદી પણ,

લખવાનો પ્રસંગ જ આવ્યો નહોતો. આથી મારા એમને વિષેના સંસ્મરણો ખૂબ થોડાં છે એમાનું પહેલું નોંધપાત્ર તો અહીં ભાવનગરનું જ છે.

સ્થળકાળ. ગિજુભાઈનો જીવન તથા કાર્યનો મધ્યાહ્‌ન તપતો હતો, એ વખતે દક્ષિણામૂર્તિ ભવનમાં સમી સાંજે તેમના ઓટલા પરની બેઠક. તેમને મળવા હું ગામમાંથી એ સ્થળે ગયેલો અને અમદાવાદથી રામનારાયણભાઈ આવેલા વાતો સાહિત્ય એ નામ શાને આપવું, એવી જ કંઇક ચાલતી હતી, ત્યાં વચ્ચેથી જ અચબૂચ-

**ગિજુભાઇ** ( ગંભીર નહિ તેટલા વિનોદભાવે, રામનારાયણ ભાઈને ): "એલા, આ તમે બધા 'સાહિત્ય–સાહિત્ય' કરો છો ઇ શેને કહેવું ? સાહિત્ય એટલે ખરેખર શું ? ઇ કેવું હોય ? " તુરત જ

**રામનારાયણભાઈ** ( મારા ભણી ચીંધી ) " એ આમને પૂછો He has fought epic battles over it. "

**હું**: " હા, વાઙ્‌મય શું ને સાહિત્ય શું એની ચર્ચાઓ હમણાં હમણાં 'કૌમુદી' મા સારી પેઠે થઇ ગઇ, એની વાત કરે છે "

એ ગિજુભાઈએ વાંચેલી નહિ એટલે મેં સ્વભાવાનુસાર વડાઇ લેતા ઉમેરેલું કે કોઈથી મહાત ન થાય એ નરસિંહરાવ પણ મારા છેલ્લા જવાબ પછી મૂંગા રહ્યા છે.

x x

નિરંતર તર્કશુદ્ધ દૃષ્ટિએ જ વિચારતુ પાઠક સાહેબનું માનસ ભાષાશુદ્ધિપૂર્વક લખવા–બોલવા ઇચ્છે એ ઘણું સ્વાભાવિક આ વિષયનાં થોડાં ઉદાહરણ હમેશ માટે ઉપયોગી છે તેથી ટપકાવું છુ.

વિવેચન કરતાં, કવિ પોતાના હૃદયના "ભાવો ગાય છે " એમ જે કહેવાય છે તેમાંના ક્રિયાપદનું અંગ્રેજીશાઇ તરજુમિયાપણું લખાણમાં ન હોય તો સારું એમ, કાવ્ય–વહેણો નિર્દેશતાં ઠક્કર–વ્યાખ્યાનોમા તેમણે કહ્યુ છે તે, એ પ્રકારના પુષ્કળ શબ્દપ્રયોગો અંગે ધ્યાનમા રાખવા જેવું લાગે છે. ( બલુભાઇ ઠાકોર, અમુક "ચર્ચા ઉત્પન્ન કરી " ને બદલે " ચર્ચા જન્માવી " નો પણ વિરોધ કરતા )

બલુભાઈએ જ સૂચવેલો 'Sensitive' માટેનો 'પટુકરણ' તમને કેવો લાગે છે એમ મેં એક વાર, ભારતી નિવાસના મકાને મળ્યો ત્યારે પૂછતાં પોતે કહ્યું હતું કે 'પટુ' શબ્દ dynamic ભાવસારુ ઉચિત છે ને 'સેન્સિટીવ' માં તો ગ્રહણશીલતા સમજાય, માટે પોતે 'વેદનશીલ' વાપરે છે.

ત્યારે જેનું નામ હજી વલ્લભવિદ્યાનગર નહોતું પડ્યું તે ગ્રામ-વિદ્યાપીઠમાં અધ્યાપક સંમેલનમાં પોતાના ભાષણમાં, શબ્દોની ચોક્સાઈના એ સમર્થ પક્ષકારે ચોખ્ખું કહ્યું હતું કે શિક્ષણ વિચારમાં medium ના પર્યાય તરીકે 'માધ્યમ' વપરાય છે એ ખોટો છે. આ શબ્દ આપણી ભાષામાં પ્રચલિત જ નહિ, રૂઢ પણ થયો છે. પણ હવે તો 'શિક્ષણનું વાહન' કે 'બોધભાષા' એ શબ્દ ચાલુ કર્યો હોય તો મૂળે ખોટા, તરજુમિયા ને સ્વ–સામ્ય–આભાસી 'માધ્યમ' વિના અટકી પડીએ એવું નથી જ ને. અહીં પ્રસ્તુત ગણીએ, એક રેડિયો–ચર્ચામાંનું પ્રા. વિષ્ણુપ્રસાદનું વાક્ય, "આ 'મૂલ્યાંકન' શબ્દ રામનારાયણભાઈને બહુ નથી ગમતો."

એ જ સંમેલનમાં, પ્રમુખપદે બેસાડાયેલા એવા 'હું' ના જમણે પડખે ઉભા રહેલા તેમણે, ભાઈલાલભાઈની સેવા માટે (થોડી જ વાર પહેલાં જ્યાં ત્યાં 'Difficulty'વગેરે અંગ્રેજી શબ્દો ગુજરાતી વાક્યમાં નાહક શીદ લાવતા હોઈશું, એવું મેં કહેલું તેના એક જાતના જવાબ તરીકે) 'Selfless' વાપર્યો; ને પછી જરા કટાક્ષપૂર્વક, "પ્રમુખશ્રીની માફી માગીને કહું છું," એમ પણ બોલેલા. મેં તેમને કાનમાં કહ્યું. "નિઃસ્વાર્થ કહોને," એટલે તુરત "ના, મને એ નથી બેસતો. 'સેલ્ફલેસ' નો પૂરો અર્થ તેમાં ન આવે."

× × ×

સંસારિણી ને તપસ્વિની હીરાબહેનની તથા રામનારાયણભાઈની મીઠી મહેમાની, ગયા કેટલાક માસમાં બે વાર ચાખવાનો લહાવો એમના નિવાસસ્થાને મુંબઈમાં મળ્યો. તેમાંના એક પ્રસંગે ને પછી ગયા ઉનાળે અમદાવાદમાં કેટલાક મિત્રોની સાથે 'અદિરા'

[ અનુસંધાન પાને ૩૯

# મુરબ્બી મિત્ર

પન્નાલાલ પટેલ

મુ. રામનારાયણ પાઠકને 'સ્વર્ગસ્થ' કહેતા એવો તો દિલને આચકો લાગે છે!

પણ શું થાય? માનવ જીવનની આ રચના જ જ્યા આવી અધૂરા જેવી હોય ત્યા!

એમના મૃત્યુને વિધિની વક્રતા કે ક્રૂરતા કહીએ તો ઉમરનો આકડો જોઇ સભર છે કે કોઇને એ વધુ પડતુ લાગે. પરતુ એમના બહોળા મિત્રવર્ગને તો એમનુ આ અવસાન, અકાળે મૃત્યુ જ લાગ્યુ છે. અરે! એમના સંસર્ગમા થોડીક વાર આવેલાને પણ આવું લાગ્યા વગર નહિ રહ્યુ હોય

કારણ ઊંડી લાગતી એ આખોમા ઝગ્યા કરતો ઉત્સાહ, એકવડિયા અગનો એ તરવરાટ ને નાની મોટી હરેક બાબતમા એમનો રસ જોઇને મને તો આમ જ થતુ હતું, "જીવતો માણસ!"

મૂળ તો મને એમનો પરિચય 'પ્રસ્થાન'માં વારતાની આપ લે દ્વારાએ થયેલો, પણ શરૂ શરૂના આ ઉગતા અને સિદ્ધ વચ્ચેના સંબંધ વખતે ય મને એમનામાં મુરબ્બીવટનો કશો જ ભાવ ન લાગેલો. ઊલટું વારતા અંગે કંઇ સૂચન કરતા તેય બહુ જ મુલાયમ ઢબે બલ્કે પેલા શિખાઉ ભેગા પોતે ય જાણે શિખતા હોય એ રીતે. "આને બદલે આમ કર્યું હોય તો?" અરે ટકોર કરવાની હોય એવે વખતે ય. એકવાર મારી એક વાર્તા વિશે, વારતાનું એ પાત્ર સાચેસાચ માણસ હોય એમ દુઃખી થતા કહેલું, "બિચારો બહુ દુખી થઈ જાય છે નહિ?"

ને એ વખતે મેં તો આને વારતાના વખાણ રૂપે જ ગણી લીધું હતું. પણ જ્યારે એમના જ જેવા એક મિત્રે વારતા વાંચીને કહ્યુ કે વારતા થોડીક ખેંચાય છે ત્યારે જ પાઠક સાહેબના શબ્દોમાં રહેલો મર્મ અને ટકોર સમજાયેલાં, આમ મને અનુભવ છે કે ઉગતા લેખકની કુણી આશાઓ સાથેનો એમનો વર્તાવ દિલ સાથેના વર્તન સરખો નાજુકાઇભર્યો હતો.

એ અરસામાં તેઓ 'પ્રસ્થાન'થી છુટા પડ્યા એટલે મારી પેલી કોઇ કોઇ વારની અવરજવર પણ અટકી પડી.

છતાં ય પાઠક સાહેબ સરખા સિદ્ધહસ્ત સર્જક ને પ્રખર છતાં ય સમભાવી વિવેચક માટે અંતરમાં મને રાગ રહ્યા કરે એ સ્વાભાવિક હતું. મારું મળવાનું તો કોઇ વાર સભામાં કે કોઈ વાર શ્રી. ઉમાશંકર સરખા મિત્ર પાછળ દોરાઇને એમને ત્યાં જઈ આવીએ એટલું જ.

આ પછી થોડાંક વરસો હું પેલા ભયંકર રોગનો ભોગ થઈ પડયો. આ સાંભળી પાઠક સાહેબને ય કે' છે બહુ દુઃખ થયેલું, એટલું જ નહિ પણ આ પછી તો તેઓ મારામાં એટલો બધો અંગત રસ લેતા થયા કે શરૂ શરૂમાં પંચગીની હતો ત્યારે મારી અનિચ્છા બલકે વિરોધ છતાં એમણે મને હાથ ખરચ રૂપે થોડીક આર્થિક મદદ પણ મોકલેલી. તો એ ત્રણ વરસ પછી મારું વજન ઉતરતું જાણ્યું ત્યારે તો એમણે શ્રી. ખુશાલદાસ પારેખ કે શ્રી. દર્શક મારફત માનનીય ઢેબરભાઇ સુધી વાત પહોંચાડીને સોનગઢની કે. જે. મહેતા હોસ્પિટલમાં મારે માટે ખાસ ગોઠવણ પણ કરાવેલી. અરે મનેય, જાણે એમને જ ગરજ ન હોય તેમ પત્રદ્વારા મનાવી દવાખાને મોકલેલો. આ સિવાય હું કંઇ ભીડ તો નથી ભોગવી રહ્યો એની પણ એ છુપી કાળજી રાખ્યા જ કરતા હતા. આ પછી તો એમની આવી નિર્મળ અને નિર્વ્યાજ મમતા જોઇને ને વડીલ સરખા આગ્રહને વશ થઇને એ તરફ જવા આવવાનું થાય ત્યારે હું એમને ત્યાં જ ઉતરવા લાગ્યો.

આમ હોવા છતાં મને એમના સર્જન, વિવેચન કે તત્વચિંતનનો ખાસ કંઈ પરિચય નથી. અંગત પરિચય પણ ખાસ તો દવાખાને કે પોંડીચેરી જતાં બે ત્રણ દિવસ રોકાતો હતો એટલો જ—તે પણ ત્રણ જ વાર. એમાં વળી હું બિમારીવાળો એટલે ન તો એ મને વધુ બોલવા દે કે ન હું એમને. કારણ કે હું ઓછું સાંભળું એટલે એમને ઘાંટો પાડીને બોલવું પડે. છતાં મને લાગે છે કે અમે એક બીજાને ઠીક ઠીક પ્રમાણમાં ઓળખી શક્યા હતા!

મેં જોયું હતું કે પાઠક સાહેબ નાની યા મોટી કોઈપણ બાબતમાં

ભાગ્યે જ કદી ઉતાવળો મત આપતા. બલકે જ્યાં સુધી પેલી વાતનો મર્મ ન પકડાય ત્યા સુધી એ, એના હાર્દમાં ઉતરતા હોય તેમ, "એમ કે? એ...મ!" આમ જ કર્યા કરતા. ને પછી અભિપ્રાય આપતા તે પણ ચોકસાઇથી ને તટસ્થ ભાવે.

એમનામાં મને બુદ્ધિ કરતાં હૃદયની કોમળતા વિશેષ દેખાઇ છે. નહિ તો પેલું બુદ્ધિપ્રધાન મન, પોતે રચેલું તુકારામનું કાવ્ય વાંચતા તે દિવસે એમને આંસુ એમ સારવા જ ન દે!

આમ તો હુ મિત્ર–ધન મારે ઘણો ઘણો ભાગ્યશાળી માણસ છું; છતાં પાઠક સાહેબ સરખા મુરબ્બી મિત્રના જતા જ્યારે જ્યારે એમની યાદ આવે છે ત્યારે જાણે હું નિર્ધન બની ગયો હોઉં–ભીડમાં આવી પડયો હોઉં એવું જ લાગ્યા કરે છે.

અંતમાં ભગવાનને પ્રાર્થના છે કે અચાનક પ્રસ્થાન કરી ગએલા, સૌ કોઇના મિત્ર એવા પાઠક સાહેબના વિજોગનું દર્દ સહન કરવાનું, જીરવવાનું આપણને સૌને અને હીરાબહેનને બળ આપે. ★

---

[ અનુસંધાન પાના ૨૭ થી ]

કૉંર્ટર્સમાં છેલ્લો મેળાપ થયો ત્યારે એક લખાણ વિશે પૂછતાં, પોતે ઉત્તમલાલ કે. ત્રિવેદી વિષે "He is one of our neglected writers. એમને વિષે લખો છો એ ઘણું સારું. ત્રૈમાસિક 'સમાલોચક'માંનાં વગર સહીનાં તેમનાં લખાણ, એમાંની સિધ્ધાન્ત દૃષ્ટિથી પારખી શકશો." આમ તુરત જ એમના પાકટ અભ્યાસ પરથી તેમણે કહેલું તે હમેશ યાદ રહેશે.

—અને "બૃહત્પિંગલ" હમણાં જ આવ્યું. એ વંચાશે, એની પર આવડે તેવું લખાશે. પણ, એનો સર્વાંશે સુયોગ્ય સમીક્ષક આજે ગુજરાતમાં હશે?— ★

કોઇ છે ખરો?.........

# વાત્સલ્યમૂર્તિ પાઠક સાહેબ

**પીતાંબર પટેલ**

કેટલીક વ્યક્તિઓનું વ્યક્તિત્વ જ એવું તેજસ્વી હોય છે કે આપણને પરિચય કરવાનું મન થાય; અને પરિચય થયા પછી એક પ્રકારની પ્રસન્નતા અનુભવાય. પાઠક સાહેબનું વ્યક્તિત્વ એવું હતું. પ્રથમ તો આપણને તેમની બુદ્ધિની તેજપ્રભા આકર્ષે, તેમની સર્જન પ્રતિભાનો ઝળહળાટ તેમના તરફ ખેંચે. પણ થોડાક પરિચયમાં આવ્યા પછી આપણા ચિત્ત પર તેમના એ પ્રસન્ન મધુર વ્યક્તિત્વની, તેમના પ્રેમાળ અને હુંફાળા હૈયાની અને પેલા સ્નિગ્ધસુંદર, સૌમ્ય સ્મિતની જ છબી અંકાઈ જાય. તેમની હુંફ જ એવી કે આપણને તેમના થઈને રહેવાનું મન થાય. તેમના સ્વભાવની સરળતા અને દિલની વિમળતા એવી કે સાંનિધ્યમાં આહ્લાદકતા અનુભવાય. પાઠક સાહેબના અદના વિદ્યાર્થી તરીકે અને પાછળથી તો તેમના 'વિદ્યાર્થી મિત્ર' તરીકે મને તેમના આ પ્રસન્ન પ્રેમાળ અને મધુર વ્યક્તિત્વનો નિકટથી પરિચય કરવાની તક મળી છે.

મેં પાઠક સાહેબના જીવનનાં ત્રણ ભિન્ન ભિન્ન પાસાં જોયાં છે. સૌથી પહેલાં જોયા અધ્યાપક તરીકે, પછી જોયા પ્રેમાળ પતિ તરીકે અને અંતે જોયા મુરબ્બી મિત્ર તરીકે. આ ત્રણેય સ્વરૂપમાં મને તો પાઠક સાહેબ વાત્સલ્યમૂર્તિ જ દેખાયા છે. તેમના વ્યક્તિત્વનો ઊડીને આંખે વળગે તેવો ગુણ તે નિરંતર નિર્ઝરતું નિર્મળ વાત્સલ્ય —પુનિત પ્રેમ. તેમની આ વત્સલતાનો અનુભવ મારા જેવા અનેક વિદ્યાર્થીઓએ કર્યો અને હુંફાળા પ્રેમની ઉષ્મા બીજા અનેકને સાંપડી. પાઠક સાહેબ પ્રેમ આપીને પ્રેમ પામી ગયા. તેઓ અનેકના આત્મીય બની ગયા. ઘણાંને માટે પાઠક સાહેબ "આપણા" "અમારા" બની ગયા. એથી તો તેમના જવાથી સૌને સાહિત્યક્ષેત્રે તો ભારે ખોટ સાલે જ છે, પણ મારા જેવાંને તો પ્રેમાળ હૈયું ગયું તેની ખોટ સાલ્યા કરે છે..

પાઠક સાહેબ અમદાવાદની એસ. એલ. ડી. કોલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે જોડાયા છે એ જાણી વડોદરાં કોલેજ છોડીબી એ. માં

હું એમની કૉલેજમાં જોડાયો. ત્યારે તો એસ. એલ. ડી. કૉલેજ નવી હતી. વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઓછી રહેતી. અમે ગુજરાતી ઑનર્સ લેનારા તો ચારેક જણ હઈશું. એથી પણ વિદ્યાર્થીઓ અધ્યાપકના અંગત પરિચયમા આવી શકતા પાઠક સાહેબ આમે પોતાના વિદ્યાર્થીઓમાં ઊંડો રસ લેતા. સામાન્ય કે ગરીબ સ્થિતિના વિદ્યાર્થીને કૉલેજ ફીમા મદદ અપાવતા કે ટ્યુશન મેળવી આપવામા સહાય કરતા. પૈસાના અભાવે કોઈનો અભ્યાસ અટકી ન પડે તેની શક્ય તેટલી કાળજી રાખતા. તેમ વિદ્યાર્થીઓ અને અધ્યાપકો વચ્ચેનું અંતર ઓછું થાય, વિદ્યાર્થીઓ તેમની મુશ્કેલીઓ વિના સંકોચે જણાવી શકે તે માટે તેઓ અઠવાડિયામા એક દિવસ અમને તેમના ઘેર બોલાવતા, સાથે ચા નાસ્તો કરતા અને અભ્યાસની જે કંઈ મુશ્કેલીઓ હોય તેનું માર્ગદર્શન કરાવતા. ત્યારે તો પાઠક સાહેબ એકલા અટૂલા હતા. પણ તેમના સ્વભાવની મધુરતા એવી મઘમઘી રહેતી કે અમને તેમના થઈ જવાનું મન થતું ...અને ધીમે ધીમે એમ જ થયું. કેટલાંયે વિદ્યાર્થીઓ એમના થઈને રહ્યા.

અધ્યાપક તરીકે પણ પાઠક સાહેબ મને હમેશાં વાત્સલ્યમૂર્તિ જ દેખાયા છે. સ્વભાવે પ્રેમાળ અને મૃદુ પણ એવા કે કોઈને વર્ગમાં તો ઠપકો પણ ન આપી શકે. કોઈ વિદ્યાર્થીને કંઈ કહેવું હોય તો ખાનગીમાં બોલાવી તેમને સૂચનરૂપે કહી દે. પણ તેમના આ પ્રેમની પુનિત પ્રભા જ સૌ વિદ્યાર્થીઓને આદર આપવા પ્રેરતી. બીજું પાઠક સાહેબ તો વિદ્વાન કોટીના અધ્યાપક હતા. અધ્યાપક ઉપરાંત ચિંતક અને સર્જક પણ મોટા હતા. પણ તેમની ખરી મોટાઈ તો એ હતી કે તેમની આ 'વિદ્વત્તાની મોટાઈ' તેઓ કદી અમારા પર લાદતા નહિ. એ 'મોટાઈ'ના ભાર નીચે વિદ્યાર્થીઓ દબાઈ ન જાય તેની ચીવટ રાખતા, અને વિદ્યાર્થીઓ સાથે ઉલટથી ભળી જતા. ભણાવે ત્યારે પણ વિનોદ કરે, ટુચકાઓ કહી સંભળાવે, અનુભવો કહે, દૃષ્ટાંતો આપે... અને વિદ્યાર્થીઓમાં એ ગુણ કેળવવાનો આગ્રહ રાખતા. કંઈ પણ શંકા પડે તો એનું નિવારણ કરે; 'રેફરન્સ બુકો' જોઈ જાય, કોઈને પૂછવા જેવું લાગે તો પૂછી જુએ. શંકાનું સમાધાન ન થાય ત્યાંસુધી ઝંપે નહિ ચોપડીમાં

'ક્રોટેશન' આપ્યું હોય તો તે મૂળ ગ્રંથ લવીને સરખાવી જાય નાની વાતમાં પણ ખૂબ ચિવટ રાખે હકીકતની ચોકસાઈ કરાવે... કદી વાતમાં ચલાવી લેવાનો પ્રમાદ નહિ. અભ્યાસનો આવો ખંત તેમના અંત સુધી ચાલ્યો.

એમ. એ. સુધી પૂરાં ચાર વરસ પાઠક સાહેબના હાથ નીચે ભણવાની તક મળી. એમ. એ. પછી પણ એ જીવ્યા ત્યાંસુધી તેમના વિદ્યાર્થી તરીકે જ તેમના સંપર્કમાં રહ્યો એ બધા વરસો દરમયાનનું પાઠક સાહેબનું પેલું વત્સલ વ્યક્તિત્વ જ આંખ સામે તર્યા કરે છે

પછી પાઠક સાહેબે હીરાબહેન સાથે લગ્ન કર્યાં. મુંબઈમાં કાયમી નિવાસસ્થાન કર્યું. એથી પાછુ એમનું સાનિધ્ય સાંપડ્યું. ગૃહસ્થી તરીકે, પતિ તરીકે, સંસારી તરીકે પણ તેમનું પ્રેમાળ વ્યક્તિત્વ જ ઝળહળી રહેલું દેખાયું. પાઠક સાહેબ પ્રેમાળ હતા તેવા જ ભલા પણ હતા. કદી કોઈનું દિલ ન દુભાવે કોઈને મનદુઃખ થયુ હોય તો પોતે જીવ બાળ્યા કરે. પોતે કષ્ટ સહી લે પણ કદી બીજાને અગવડમાં ન મૂકે. તેમના સ્વભાવના આ ગુણો તેમના 'સરકાર'મા પણ જોવા મળ્યા પોતાની પત્નીને તકલીફ ન પડે તેની કાળજી લેનાર તેમના જેવો બીજો કોઇ પતિ જોયો નથી નાની કે મોટી દરેક બાબતમાં તે સમાન રીતે અનુકૂળ થવાનો પ્રયત્ન કરતા. મેં તેમને ઘડપણમાં લેંઘો પહેરેલા જોયા. એ લેબાશ આંખને ગમ્યો નહિ એટલે સહજ સવાલ કર્યો—

"પાઠક સાહેબ, તમે વળી લેંઘો પહેરતા થઇ ગયા?"

'શું કરું? હમણાં ઘાટી નથી. ખાદીના ધોતીયાં ધોવામાં હીરાનો સમય ન બગડે એટલે મને થયું લેંઘા ઠીક રહેશે."

જેવું લેંઘાનું, તેવું જ જીવનની અનેકવિધ દિનચર્યાનું થયું. પોતાના કારણે બીજા કોઇને તકલીફમાં ન મૂકાવું પડે તેની ચિવટ તો તેમણે અંત સુધી રાખી.

પાઠક સાહેબ આમ તો ઉંમરે અને વિદ્વત્તામાં ઘણા બધાના મુરબ્બી હતા. મારા તો તેઓ વિદ્યાગુરૂ પણ હતા. પણ તેઓ આત્મીય હોય, આપણા મિત્ર હોય એવું પ્રેમભર્યું વર્તન દેખાડે.

જીવનની નાની મોટી ગુથ્થીઓ ઉકેલી આપે. જરૂરી માર્ગદર્શન કરે અને હુંફ પણ આપે. એટલું જ નહિ પણ આપણે તેમના મિત્ર હોઇએ તેમ તેમના મનમા ઉગેલી કોઈ વાત હોય કે સંસારની કોઈ ઘટના હોય તોયે તે અમારી આગળ રજૂ કરે. મુક્ત મનથી ચર્ચા થાય. ક્યારેક પાઠક સાહેબની અમે ભૂલો કાઢીએ. તેમની સર્જન-શક્તિનું કે કોઇ વિચારનું દોષદર્શન કરીએ તોયે તે હસતા મોયે સાંભળી લે. અમે નાના છીએ, તેમના વિદ્યાર્થીઓ છીએ, એમાં અમે શુ સમજીએ? એમ ગણી કદી અવગણના ન કરે ઉલટાં અમારામાં હોય તે કરતાં વધુ શક્તિ છે એમ ગણી ક્યારેક તો સલાહ માગતા હોય એવો સવાલ કરે સાચે જ પાછલા વર્ષોમાં પાઠક સાહેબ મારે માટે તો 'મુરબ્બી મિત્ર' બની ગયા હતા. અઠવાડિયામાં એકાદ વાર ન મળ્યા હોઇએ તો ન મળ્યાની ખોટ સાલે અને મળીએ ત્યારે તેમની આખલડી હસી ઉઠે. વાતવાતમાં મુક્ત મનથી પ્રસન્નતાનુ હાસ્ય વેરે. મુખડું મુસ્કાનથી પુલકિત બની રહે....અને વાતવાતમાં 'એમ કે?... શું કહો છો?' ... પછી એનુ શું થયું?'' એવું બાલસુલભ કૌતુક દેખાડ્યા કરે. આ બધામાં તેમનો નેહ એવો નિતરે કે પેલું 'મુરબ્બીપણું' તણાઈ જાય પાછળ રહે માત્ર પ્રેમાળ 'મિત્ર'.

એથી જ તો મને પાઠક સાહેબના વ્યક્તિત્વનો પ્રધાન ગુણ પ્રેમ—વાત્સલ્ય દેખાયો છે. અને વિચિત્રતા તો જુઓ, તેઓ સ્વભાવે અસંત પ્રેમાળ, ઊર્મિલ પણ કહેવાય. પણ તેમના સર્જનમાં ક્યાંય ઊર્મિલતા નહિ દેખાય. સ્વસ્થતાનું સમતોલપણું જ તેમની રચના-ઓમાં વરતાશે. ક્યારેક હૃદય પર બુદ્ધિ સવાર થતી પણ દેખાશે. પણ જીવનમાં, વ્યવહારમાં, તો તે સદાય હૃદયથી જ દોરાતા રહ્યા. *જીવનના અંત સુધી, ફુવારાની પેઠે તેમના હૈયામાંથી સ્નેહ નિર્ઝરતો* રહ્યો. એ સ્નેહ પણ પિતા પુત્ર પર દેખાડે તેવો, મા બાળુડાં પર વરસાવે તેવો હુંફાળો હતો. એથી તો મારા અંતરમાં પાઠક સાહેબ વાત્સલ્યમૂર્તિ તરીકે જ અંકાઇ ગયા છે. ★

# સાગર સરખા

**કુ. ભાનુ ઝવેરી**

૧૯૫૦માં. બાર વરસની વયે, ગ્રંથાગાર પ્રવર્તક પુસ્તકાલયમાં મદદનીશ તરીકે જોડા ત્યારથી, મારા પિતા સાથે અનેક સહિત્યકારો સમંધી ચર્ચા થતી આવી છે. તેમા એ સારસ્વતો માટે મેં તેમને હમેશાં અદબ સહિત અને પૂજ્યભાવે બોલતા સાભળ્યા છે. એક શ્રી. નાનાભાઈ ભટ અને બીજા પાઠક સાહેબ. આના અનુસધાનમા, અંતરના ફલક ઉપર, કલ્પનાની પીંછી વડે તેમનાં જે રેખાચિત્રો મારા બાળમાનસે દોર્યા એ કંઇક આવાં હતાં. ગંભીર છતાં હેતાળ, અનુભવ જ્ઞાન અને વિદ્વત્તાથી સભર છતાં અભિમાન અને અહમ્‌થી પર, અને વૃદ્ધ છતા રમ્ય.

૧૯૫૨મા મુ પાઠક સાહેબ અમારી શેરીમાં, ચોપાટી રોડ પર રહેવા આવ્યા અને પ્રત્યક્ષ જાત પહેચાન થઇ ત્યારે પણ ચિત્રની તો આ જ રેખાઓ જળવાઇ રહી દિવસમાં એક વાર તો રસ્તે જતાં આવતા કે પછી ઘરના વરંડામા ઉભા ઉભા જરૂર તેમનાં દર્શન થાય. શેરીના વડીલને નાતે 'અમારા પાઠક સાહેબ' એવી એક પ્રકારની ગૌરવશીલ આત્મીયતા અમે સૌ અનુભવતાં સામા મળે અને 'નમસ્તે' થાય તો અચૂક એકાદ ક્ષણ ઉભા રહે. ઉતાવળમાં હોય તો ચાલતાં ચાલતા પણ તેમના લાક્ષણિક બાલસુલભ હાસ્ય-સહિત, "કાં કેમ છે એ એ એ ?" એટલું તો ઉમળકાભર્યા લહેકાથી જરૂર પૂછે જ.

તેમની સાથે પરિચય વધે તો સારું એવી સતત ઇચ્છા છતાં વય, જ્ઞાન અને વિદ્વત્તાની ખૂબ જ ગહેરી અસમાનતા અને અંતરને લઇને સારો એવો સંકોચ અનુભવતી. એટલામાં એમને એક દિવસ 'કુમાર' માસિકના પાછલા એક બે અંકોની જરૂરત પડી તે લેવા 'ગ્રંથાગાર'માં આવ્યા. હું ઝાડુ મારતી હતી અને ભાઇ પુસ્તકો ગોઠવતા હતા. અંકો તો મેં તરત જ કાઢી આપ્યા, પણ હુયે પુસ્તકાલયમાં જ મદદનીશ તરીકે કામ કરું છું એ જાણી તેઓ રોકાયા અને ખૂબ સાહજિક રીતે, માત્ર કુતૂહલને ખાતર નહિ પણ અંગત રસ લઇને અનેક વાતો પૂછી. મારી સાહિત્યિક અભિરુચિ અને

વાંચન સબંધી પણ સવાલો કર્યા. અમના ગૌરવની કદર કરી પ્રશંસાપૂર્વક મારી પીઠ થાબડી. વાતો સાંભળતા જાય ને પોરસ ચડાવીને એવી તો મીઠી રીતે, "એમ કે? એ...મ? એ...મ છે?" કહેતા જાય કે મારું તો ચિત્ત પ્રસન્ન પ્રસન્ન થઈ ગયું.

આ વીસેક મિનિટના પ્રથમ પરિચયમા જ મને પાઠક સાહેબની સાચી મહત્તા જોવા મળી. વિદ્યાના દાનથી વિદ્યા વધે છે એ તો ખબર હતી, પણ અહીં તો મહત્તાનું દાન મહત્તાને વધારતું હતું. ત્રણેક વરસના અલ્પ પરિચયમા પાઠક સાહેબને મેં કદી મહત્તાના બંધનમા જકડાયેલા નથી જોયા, છતા તેમની મહત્તાનું ભાન તો નિકટ આવનાર સૌને તરત જ અને અવશ્ય થતું. પણ એ મહત્તાને કારણે તેઓ અસ્પૃશ્ય છે એમ કોઇને લાગતું જ નહિ. એ મહત્તા જાણે તેઓ સૌને વહેંચી આપતા ન હોય? એમનું સાન્નિધ્ય જાણે સામી વ્યક્તિને મહત્તા બક્ષતું ન હોય? એવો જ ભાવ સૌને થયો હશે.

૧૯૫૩મા જોડકણાં જેવી થોડી કવિતાઓ લખી હતી 'કુમાર' માસિકમાં પ્રસિદ્ધિ માટે મોકલી પણ ખરી. મુ બચુભાઇએ છાપી તો નહિ પણ લખ્યું કે, "નિરાશ થવા જેવું નથી. હજી કચાશ છે, પણ પાઠક સાહેબ જેવા પાડોશમાં રહે છે તેનો લાભ કેમ ઉઠાવતી નથી?"

પાઠક સાહેબ જેવા વિદ્વાન અને પ્રવૃત્તિરત સાહિત્યકારને વળી આવાં જોડકણાં સાંભળવાની નવરાશ ક્યાંથી હોય? એવો મનમા તો સંકોચ ભર્યો હતો. પણ એક દિવસ હિંમત કરી પહોંચી ગઇ. તેમણે તો, "ઓહો...! કવિતા પણ લખે છે ને શું? એ...મ? એ...મ? ચાલ ત્યારે વાંચવા માંડ." કહી ખૂબ સાહજિક રીતે, મહાનુભાવતાથી પલભરમાં મારો સંકોચ ભાંગી નાખ્યો. હું વાંચતી ગઇ અને તબિયત કંઇક અસ્વસ્થ છતાં તેઓ શાંતિથી સાંભળતા ગયા. મારું મન મનાવવા પૂરતા માત્ર ઉપરટપકે નહિ પણ રસપૂર્વક અને તન્મયતાથી. છેવટે કહે, "હજી એકાદ વરસ તો લખે છે તેમ માત્ર લખે જ જા. આજનું લખેલું કાલે વાંચજે, ફરી ફરી વાંચજે. જરૂર કંઇક સુધારવા જેવું લાગશે. અધ્યયનની રિયાઝ એ જ ખરી ચાવી છે. ધીરજ અને પઠન પઠન અને ધીરજ એ જ સાચી સોપાન પરંપરા છે. આડે

અત્રળે મોકલી પ્રસિદ્ધિના મોહમાં ન પડતી, નહિતર વિકાસ અટકી જશે. પરીક્ષા તો બચુભાઈની જ સાચી. જેટલી આકરી એટલી જ પાકી " આના અનુસંધાનમાં ઘણી શિખામણો આપી અનેક ભૂલો બતાવી પ્રોત્સાહન પણ એટલું જ આપ્યું. નવોદિતોને આટલી ધીરજથી સંયમપૂર્વક સાંભળનાર, તેમને રાહ દેખાડનાર, તેમના મગજમાં ખોટું અભિમાન સવાર ન થાય એવી તકેદારીથી, છતાં તેમની હોંશ, ઉલ્લાસ અને અહમ્ ન ઘવાય એટલી કુમાશથી માર્ગદર્શન કરી પીઠ થાબડનાર કેટલા સાહિત્યકારો છે આપણે ત્યાં ? નાના મોટા સૌનું ભાગે પડતું મહત્ત્વ સ્વીકારીને જ પાઠક સાહેબે હમેશાં પોતાની મહત્તા સ્થાપિત કરી.

મનમાં ને મનમાં મેં હમેશાં તેમને સાગર સાથે સરખાવ્યા છે. સૌની ખારાશ પોતામાં સમાવી તેઓ તીર્થસલિલ બન્યા અને સૌને સમરસ જ આપ્યું. મારા મુરબ્બીઓ સમા ઉમાશંકર, મનસુખભાઇ, કિશનસિંહ, સુન્દરમ્, ગુલાબદાસ, પીતાંબર પટેલ, ઈશ્વર પેટલીકર, સુન્દરજી બેટાઇ જેવા અનેક સિદ્ધ અને લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોને એલ્ફિન્સ્ટન બિલ્ડીંગના તટમાં પ્રવેશી એ સાગરમાં ડૂબકી મારતા, ચોપાટી રોડના મારા આંગણામાંથી મેં જોયા છે મારા જેવા અનેક વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓએ એને કિનારે બેસી નાની-મોટી અનુભવ-જ્ઞાનની છીપલીઓ વીણવાની, કે પછી કંટાળો આવે એટલી હદ સુધીની બાલિશ પ્રશ્ન પરંપરાઓથી એ તટમાં કુવા ખોદી જ્ઞાનવારી કાઢવાની શિશુસુલભ મોજ માણી હશે. કોઇએ સંતાપ્યા હશે તો યે એ તાપને તેમણે અંતરમાં જ સમાવ્યો હશે અને સામાને તો વરસાદની મીઠી ઝરમર જ અંતરની વાદળીમાં ચળાઇ-ગળાઇને મળી હશે. સરોવરની વિશાળતા તો અનેક સાહિત્યકારોમાં નિહાળી છે, પણ સાગરની ગહનતા તો પાઠક સાહેબમાં જ ભાળી.

સાહિત્યની દુનિયા એ તો વાડાબંધીની ઠકરાતો. પણ એ ભીમાડાઓ પાઠક સાહેબને કદી સ્પર્શી શક્યા નહિ તેમણે કોઇ વાડો ન બાંધ્યો સાગરની જેમ કોઇ વાડાબંધી સ્વીકારવાનું તેમના સ્વભાવમાં જ નહોતું. એટલે તો તેઓનું વ્યક્તિત્વ સાહિત્યસૃષ્ટિમાં સદા સમભાગે વહેંચાયેલું જ રહ્યું. અને સૌ સાહિત્યકારોએ તેમને "પોતાના" ગણ્યા.

આના અનુસંધાનમાં એક લાક્ષણિક પ્રસંગ યાદ આવે છે તેમના અવસાનના અને સ્મશાનયાત્રાના સમાચાર ટેલિફોન મારફતે શક્ય એટલા સાહિત્યમિત્રોને ભાઇએ આપ્યા, પણ તેમના જ્ઞાતિજનોને ખબર કરવાનું સાવ જ ભૂલાઇ ગયું આ હકીકતની તો છેક બીજે દિવસે તેમનાઉ હમણા પ્રસંગે ખબર પડી પાઠક સાહેબ તો સાહિત્યની જમાતના મહંત જેવા હતા. તેમને એ જમાત સિવાય બીજી કોઇ જ્ઞાતિ હોઇ શકે તેનો કોઇને ખ્યાલ જ આવ્યો નહિ પરિણામે જ્ઞાતિજનોને ધોખો થાય એવી અક્ષમ્ય ભૂલ થઇ ગઇ. અને છેવટે તેમની સાથેની પાકી પ્રીતવાળી, સાહિત્યકારોની એ ખાસી જમાતની કાંધે ચડીને જ તેઓ ગયા

૧૯૫૫ના જૂન માસમા વડોદરા લેખક મિલનમા જતી વખતે સૌ ભેગાં બેસી આનન્દ કરી શકે એ હિસાબે જ્યોતીન્દ્રભાઇ, મઢિયા, પીતામ્બર પટેલ, ગુલાબદાસ બ્રોકર અને તેમના કુટુંબીજનો, પ્રવીણ-ચન્દ્ર રૂપારેલ, ભાઇ અને હું, એમ મંડળી માટે થર્ડ કલાસમા બર્થ રીઝર્વ કરાવી હતી. પાઠક સાહેબ તો વય અને તબિયતને અંગે સેકન્ડ કલાસમા જ જાય એમ માની લીધેલું પણ તેમને જ્યારે ખબર પડી ત્યારે, "અરે! આવો સથવારો છોડી સેકન્ડ કલાસમા શે જવું? સગવડ અગવડ તો વેઠી લેશું'! કહી જતા આવતાં બંને વખત કષ્ટ સહીને પણ તેઓ અને હીરાબહેન આ મંડળીમા સામેલ થઇ ગયાં. એશઆરામનો નહિ પણ મનની મુરવ્વતનો અહીં સોદો હતો.

'ગ્રંથાગાર' માસિક શરૂ કર્યું ત્યારે, 'પ્રસ્થાન'ના તંત્રીપદેથી સાંપડેલા અનુભવની ઘણી વાતો અમને ઝીણવટથી સમજાવી કેટલીએ વ્યવહારુ મુશ્કેલીઓનો સચોટ ખ્યાલ આપેલો વરસમાં એક બે વખત કોઇ સારા પુસ્તકોનું વિવેચન પણ લખી આપવાનું કબૂલ્યું હતું. પણ અચાનક જ મહાકાળે અમારું એ સદ્ભાગ્ય છીનવી લીધું.

ગયે મહિને કંઈ કામ નિમિત્તે હીરાબહેનને મળવા ગઇ હતી. પાઠક સાહેબના અવસાન પછી કદાચ પહેલી જ વખત, એ જ

[ અનુસંધાન પાના ૪૫ મે ]

# શેષની કવિતા

જયન્ત પાઠક

શ્રી. રામનારાયણ વિ. પાઠકના અવસાનથી ગુજરાતે, ગાંધીયુગમાં જેમનાં મૂળ છે એવા સાહિત્યકારોમાંના સૌથી પીઢ પ્રૌઢ ને બહુમુખી પ્રતિભાવાળા સાહિત્યકાર ગુમાવ્યા છે. સર્જનવિવેચનની ઉભય પ્રવૃત્તિમાં અસાધારણ પ્રતિભા દાખવનાર સાહિત્યસેવીઓમાં એમનું સ્થાન અનન્ય હતું. વયમાં અને વિદ્વત્તામાં પંડિત યુગના અને ગાંધીયુગના સાહિત્યકારોમાં તેઓ મધ્યસ્થાને હતા, અને નવી-જૂની પેઢીની વચ્ચેની સાંકળરૂપ હતા. નવીન સાહિત્યકારોની વધુમાં વધુ નિકટ આવનાર તેઓ એક માત્ર પ્રૌઢ સાહિત્યકાર હતા. એમની પ્રતિભાએ સાહિત્યનાં અનેક ક્ષેત્રોને સમૃદ્ધ કર્યાં છે. એમના સર્જન-પુરુષનું ઉત્તમાંગ વિવેચન હતું તથાપિ કવિતા, હાસ્યનિબંધ, ટૂંકી વાર્તા જેવા સાહિત્યપ્રકારો એમણે સફળતાપૂર્વક ખેડ્યા છે; ને તેમાં પણ રમણીય અને સ્મરણીય સર્જન કર્યું છે. અહીં આ લેખમાં એમની કવિતાપ્રવૃત્તિ અવલોકવાનો આશય છે.

એમનાં સાહિત્યજીવનમાં કવિતાપ્રવૃત્તિનું સ્થાન ગૌણ રહ્યું છે. લેખક જાણે બીજી બધી પ્રવૃત્તિઓથી પરવાર્યા પછી નિરાંતે કવિતા કરે છે. પરિણામે સંખ્યાની દૃષ્ટિએ એમનું કવિતાસર્જન અલ્પ રહ્યું છે તથાપિ ગુણવત્તાની દૃષ્ટિએ તે ઠીક ઠીક મૂલ્યવાન બન્યું છે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એમની કવિતાને કાવ્યજ્ઞની કવિતા કહી છે. શેષની પ્રતિભાનો પ્રધાન ઉન્મેષ ચિંતન છે. ચિંતનપ્રધાન પ્રકૃતિ કાવ્યસર્જનમાં સ્વસ્થ, સંયમી અને મર્મગામી બની રહે છે. જીવન, જગત ને કલા પ્રત્યેની આ કવિની દૃષ્ટિ મુગ્ધતાની નથી, પણ ત્રણેની સારી સમજ ધરાવનાર પ્રાજ્ઞની છે. એ કાવ્યજ્ઞ છે એટલું જ નહિ, તત્ત્વાન્વેષક પણ છે. એટલે એમની કવિતામાં પ્રચંડ ઊર્મિક્ષોભ કે સંવેદનની તીવ્રતા કરતાં સમજ, સ્વસ્થતા ને સમાધાન વધારે છે. શ્રી પાઠક પોતાના સર્જનના પ્રવાહમાં ઓછામાં ઓછા તણાય છે. પોતાની અને કૃતિની વચ્ચે તેઓ એક જાતનું અંતર રાખે છે. વિષય પરત્વે તટસ્થ રહી તેઓ ચોકસાઈથી તેનું નિરૂપણ કરે છે: સર્જ

શિશુ પ્રત્યેનું તેમનું વલણ એક કડક શિક્ષકનું છે, વાત્સલ્યમાં ખેંચાઈ જતા પિતાનું નહિ.

પ્રયોગયુગની કવિતાનાં લગભગ બધાં જ સારાં નરસાં લક્ષણો શેષની કવિતામાં ઊતરી આવ્યાં છે. શ્રી. બલવન્તરાય ઠાકોરના કવિતાપ્રયોગો અને ગાંધીયુગની જીવનભાવનાઓએ કવિતાના બાહિરંગ અને અંતરંગ પરત્વે આ યુગમાં જે પરિવર્તનો આણ્યાં તે બધાંની નોંધ શેષની કવિતામાં મળે છે. પ્રો બલવન્તરાય ઠાકોરથી અસમાન રીતે શેષની કવિતાએ નવી કવિતાના ઘડતરમાં, એમના વિવેચને આપ્યો છે એટલો ફાળો આપ્યો નથી. નવી કવિતા જે બળોથી ઘડાઈ તે બળોથી એમની કવિતા ઘડાઈ છે; એટલે કે ઠાકોરે પ્રચારેલા ને પુરસ્કારેલા કાવ્યરચનાના સિદ્ધાંતોનું એમની કવિતામાં સમર્થન થયેલું જોવા મળે છે.

શેષની કવિતાનું વિશિષ્ટ અને આકર્ષક લક્ષણ છે એમાં તરી આવતું ચિંતન અને એ ચિંતનને સરળ છતાં પ્રૌઢ અને ચારુ વાણીમાં વિશદતાથી રજૂ કરવાનું એમનું કૌશલ્ય. કવિને વિશ્વમાં પ્રેમના જેવું બીજું સાન્ત્વન દેખાતું નથી, પણ પ્રેમની તો કરુણ કહાણી છે. એમાં તો 'અવધિ વિણ ઝૂરવાનું' પણ હોય! હાર્ડીની જેમ કવિ વિચારે છે: How great my grief, my joys how few! પણ હાર્ડીનું આ વિધાન એના અંતિમ દર્શનના ઉદ્‌ગાર સમું છે, જ્યારે આપણા કવિને તો એ દર્શનના આરંભરૂપ છે–બીજરૂપ છે. એ બીજના ફળરૂપે તો પ્રાપ્ત થાય છે વિરોધમાં સમાધાન ને જીવનમાં શ્રદ્ધા:

> સંધ્યાને બીજ બંનેએ અંગ એક જ દૃશ્યનાં!
> અંતરો કાલનાં જૂઠાં ભૂતનાં ને ભવિષ્યનાં!
> તો તારે ય સખે! સંધ્યા કાજના 'ક્રન્દવું ઘટે,
> બીજથી નન્દવું એ યે સંધ્યાને વંદવું જ છે.
>
> (ખિન્ન સખાને પૃ ૪૫)

કવિનેત્રે જોયેલું સત્ય કેવું પરિચિત વેશમાં આપણી વચ્ચે આવે છે! શેષની કવિતામાં ચિંતન છે પણ તે કદી શુષ્ક રહેતું નથી ઊર્મિના પાસથી એ ચિંતન આર્દ્ર બનીને આવે છે. કેટલીક વાર

તો ઊર્મિ પર ચિંતનનું નિયમન કાવ્યને અનેરી મનોહરતા આપે છે. પ્રથમ કાવ્ય 'સખી! જો'-માં કવિ જેની વેણીમાં કુસુમ ગૂંથવા માગતા હતા તે સખીને અંજલિથી એ કુસુમો અર્પતાં કહે છે :

જગમાં પણ કોઈને કદી
ન મળે એકલી શુભ્ર કૌમુદી;
અજવાળું પીધેલ ભાજને
ભરી અંધારું પીવાનું છે જ ને!

કવિનાં હાસ્યકટાક્ષનાં કાવ્યો કરતા ગંભીર વિષાદનાં કાવ્યો વધુ હૃદયસ્પર્શી બન્યાં છે. કાવ્યગુણની દૃષ્ટિએ પણ બીજા પ્રકારનાં કાવ્યો ચઢિયાતાં લાગે છે. 'ડુંગરની કોરે'મા કવિ ડુંગર પર રહીને આસપાસના ડુંગરા દેખે છે, ખીણ પર અટૂલું, થોડાંક મૂળિયાં માત્રથી બાઝી રહેલું વૃક્ષ જુએ છે ને અટૂલા, અનાશ્રય, દુઃખશૈત્યથી થીજેલા જીવનમા એમને એનું સામ્ય જણાય છે વૃક્ષનું ને આજુબાજુના ડુંગરોનું કવિનું ચિત્રાત્મક વર્ણન આપણા મનમાં એક ભયાનક સ્તબ્ધતાની, ઊંડા વિષાદની છાયા ઢાળે છે. ખીણ પર ઉભેલા વૃક્ષ જેવા માનવીનું કવિનું વર્ણન જુઓ :

એક પાસ રહ્યા સહ્યા
સંબંધોના જ આધારે, ખીણ કરાલ કાલની
ઉપરે અધ્ધર રહી, જીવે મંદિગ્ધ જીવન.
—અટૂલો ને અનાશ્રય.
(ડુંગરાની કોરે પૃ ૧૦)

'ઉપરે અદ્દર રહી'માં જરા અધ્ધર રહેતો અનુષ્ટુભ્ અને બે જ વિશેષણોની બનેલી પછીની પંક્તિ અનાશ્રયતા અને એકલતાનું ચિત્ર કેવું આબાદ ઉપસાવી આપે છે! આખા કાવ્યમાંથી ઊઠતા ચિત્રને જોતાં પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ યોગ્ય રીતે જ રોરિકના ચિત્રને યાદ કર્યું છે.

કવિ જેમ ફિલસૂફની તટસ્થતાથી વિષાદ અને કારુણ્યને જુએ છે તેમ જીવનમાં રહેલાં પ્રસન્ન અને મંગલને પણ જુએ છે. શિશુ-પ્રાપ્તિથી સફલ અને ધન્ય બનેલા દામ્પત્યમાં, સખી સાથેના એકાંતના પ્રસંગમાં, પ્રિયજન સાથેની મધુર ગોઠડીમાં, નવવરવધૂના જીવન-

પ્રવાહોના વહનમાં કવિને પ્રસન્નતા અને માંગલ્ય જોવા મળે છે લોકોની અવરજવર ન હોય એવા એકાન્તઆરે સંધ્યાકાળે નદી પાર કરતાં નાયક નાયિકા પાણીના ઊંડાણ સાથે પ્રેમના ઊંડાણની પણ ગહન અનુભૂતિ કરે છે, ને બંનેનો મહિમા ગાય છે:

ન પાણીને પ્રેમ સમું બીજું જગે!
જે સર્વતઃ સ્પર્શ કરે મનુષ્યને!
રમાય, પીવાય, ન્હવાય જેમા
બાહ્યાંતર્ ઉભયની શુદ્ધિ તાજગી!
(એક સંધ્યા પૃ. ૨૭)

આકાશમાં ઊગેલી બીજરેખા કેવી લાગે છે એ વિશે નાયકનાયિકા વચ્ચે સંવાદ થાય છે ને એને માટે યોગ્ય ઉપમા શોધવાની હોડ થાય છે. ઝેર પીને ઘેર આવી, પોતે ઝેર પીધાનું કારણ આપતા મહેશ્વર અને ઉમા વચ્ચે સંવાદ થાય છે. આવાં કાવ્યોમાં કવિની સૂક્ષ્મરસિકતા ને બુદ્ધિચાતુર્ય કાવ્યોચિત ચમત્કાર કરી જાય છે. વિષ કેમ પીધું એવા ઉમાના પ્રશ્નના જવાબમાં મહેશ્વર કહે છે;

"બન્યું એ તો એવું, કની સખી! નહિ મંથન સમે,
દીઠી મેં આલિંગી જલનિધિ સુતા કૃષ્ણ તનુને,
અને કાળા કંઠે સુભગ કર એવો ભજી રહ્યો,
મને મારા કંઠે મન થયું બસ. એ રંગ ધરવા,—
મુકી જો, આ બાહુ ઘન મહિં ન વિદ્યુત્ સમ દિસે?
(ઉમા–મહેશ્વર પૃ. ૫૨)

ઘેરા વિષાદનાં ને પ્રસન્ન મંગલ કાવ્યોમાં વ્યક્ત થતી કવિ-પ્રતિભા સામાજિક વિષયનાં કાવ્યોમાં જાણે કુંઠિત થતી લાગે છે. એમાં સુધારકની ઉગ્રતા કે ઠાવકી શિખામણ કવિત્વની બહુ ઊંચી કક્ષાએ પહોંચતાં નથી. 'લગ્ન!!' કાવ્યમાં ભાવની ઉત્કટતા છે પરંતુ અંતની પંક્તિઓ

મૂએલાંની જ્યાફતો તો જમો છો
કિન્તુ આ તો કોડીલી કન્યકાના
આયુ–લાંબા–મૃત્યુ દીક્ષાની મ્હેફિલ!
(લગ્ન!! પૃ. ૪૬)

કોઈ ઉગ્ર સુધારકના ભાષણથી વધારે ઊંચે પહોંચી શકતી નથી. 'દૃષ્ટિપૂતમ્ પદમ્'માં પણ "ન થાય પણ લમકંટક પગેથી યાત્રા ભલે" એ વિચારને પંદર પંક્તિ સુધી તાણવામાં કાવ્યત્વને હાનિ થઈ જણાય છે.

શેષનાં પ્રાર્થના ભક્તિનાં કાવ્યો પણ નોંધપાત્ર છે. એમાં ભક્તિની વિનમ્રતા છે, શ્રધ્ધાળુની શ્રધ્ધા છે અને શુધ્ધ જીવનનો સંકલ્પ છે. જીવનમાં પાપ સામે લડવાનું, પાપને જીતવાનું, હસીહસીને મૃત્યુ-મુખે ધસવાનું ને મૃત્યુમુખમાં ધસી હસવાનું માગતા કવિ વિનમ્ર-ભાવે કહે છે :

પ્રભુ, જિન્દગી પુણ્ય વિના ગઈ છે,
પણ ક્યાં તુજ એ કરુણા ગઈ છે?—
(પ્રભુ! જીવન દે પૃ. ૬)

સરસસ્રોતથી વહેતી જીવનની ગાંડી નદી ઘડી શુધ્ધ ને ઘડી મલિન એમ ક્ષણ પણ સરખી રહેતી નથી તેને પરમાત્મસિન્ધુમાં રમવાને કવિ આમંત્રે છે 'વામીને પાપપુણ્યો તણું મમત, રમો શુધ્ધ મુક્ત પ્રવાહે' (સિન્ધુનું આમંત્રણ પૃ. ૧૩૩) જીવનનાં સૌ શેષનું કોઈના નવજીવન માટે ખાતર કરવાની ઇશ્વરને પ્રાર્થના કરનાર કવિને આ જગત પ્રત્યે વહાલ છે. આ જગતમાં જન્મીને જીવવા મળ્યું એના ઉપકારના બદલામાં તેઓ પોતાને અહીં જન્મ આપનાર માતપિતાને, સંસ્કારી બનાવનાર ગુરુને, ને લીધા વિના બસ આપ્યા જ કરનાર એવી આ દુનિયાને 'પરણામ' કહે છે, ને શ્રધ્ધા વ્યક્ત કરે છે કે આ જગત

આલ્યું ને આલશે, ને પાળ્યાં તે પાળશે ત્યારે
ફરી અહીં ઉતરશે અમારો હંસજી.
(પરથમ પરણામ મારા પૃ. ૧૨૮)

હાસ્યનાં કવિનાં કાવ્યો દલપતરામ પછી પાતળા પડી ગયેલા હાસ્ય-રસની કવિતાના પ્રવાહને પુષ્ટ કરે છે ને એ દિશામાં પ્રયાસ કરનારને સારા નમૂના પૂરા પાડે છે.

પદ્યરચનાની દૃષ્ટિએ જોઇએ તો શેષમાં નવી કવિતાનું વૈવિધ્ય સારા પ્રમાણમાં જોવા મળે છે. તેઓ કાન્તની જેમ કાવ્યમાં ભાવાનુકૂલ છંદવૈવિધ્ય યોજે છે. પદ, મુક્તક, સોનેટ, ખંડકાવ્ય,

અચાનક જઈ ચડે ઊંચી કરાડ, જ્યાંથી નીચે
સપાટ લુંઇ દૂરની ધુમસ ગાઢમાંથી જરા
કળાય ન કળાય; તેમ તવ સૂર એકેકથી
ઊંચા પર ઊંચા ચડી, પછી અચિંતવ્યા થંભતાં,
સુમન્દ્ર સ્વર ત્યાં સુણાય-ન-સુણાય એવા થતા.

(ઉસ્તાદને પૃ. ૧૩૬)

મહાન પર્વત પરે જતા યાત્રિકોનું ચિત્ર, ઉપમેયના સંદર્ભ વિના પણ કેવું આસ્વાદ્ય બની રહે છે!

શેષની કવિતા ઊંચે નહિ તેટલું ઊંડે તાકે છે. એનું આકર્ષણ કલ્પનાલીલાની ભભકમાં નહિ પણ સ્વસ્થ સાદગી ને સચ્ચાઈમાં છે; અને એ આકર્ષણ લાંબું ટકે એવું છે. 

ગીત, વગેરે પ્રકારો સફળતાપૂર્વક પ્રયોજે છે. કયારેક અતિ ટૂંકા પદોમા ભાવ જામે તે પહેલા જ પદનો અત આવે છે મુકતકોની રચના પર આ કવિ અસાધારણ પ્રભુત્વ ધરાવે છે એક સળગ કૃતિમા, કૃતિ સમગ્રના અગ તરીકે આવતી કેટલીક પકિતઓ સ્વતત્ર મુક્તકો તરીકે પણ ટકી રહે એવી બને છે કાલિદાસાદિ સસ્કૃત કવિઓમા જે સૂત્રાત્મક કથનોવાળી મુકતકશૈલી ખીલેલી જોવા મળે છે તે શેષમા પણ સારા પ્રમાણમા દેખાય છે .

વ્યવસ્થાયુ આ તો જગત જ વિરોધી ગુણ થકી!

(નવ વરવધૂ પૃ ૨૧)

અરે, અરે, દેવી તમે ભૂલો છો,
પ્રતારવાનું છિદ્ર છે વાસના જ.
જેને સ્પૃહા નહિ અને નહિ વાસના યે,
તેને કહો સ્વર્ગની શી પડી છે?

(તુકારામનુ સ્વર્ગારોહણ કવિતા ૧૯૫૩)

આવા બીજા અનેક ઉદાહરણો મળી શકે શેષના સોનેરો પણ એક વિશિષ્ટ છાપ પાડે છે. એમા વર્ણન, વિચાર કે ભાવનુ સાદગી-ભર્યું નિરૂપણ આકર્ષક બને છે 'ઉદધિને' ને 'નર્મદાને આરે' જેવી કૃતિઓમા પકિતસંખ્યા ચૌદ કરતા ઓછી હોવા છતા એનું આતરિક સ્વરૂપ સોનેટનું જ છે.

ઉપમાચિત્રો એ શેષની એક બીજી વિશિષ્ટતા છે. સામાન્ય રીતે શેષની કવિતા આછા અલકારોવાળી છે છતા ઉપમાચિત્રોનું પ્રાચુર્ય કેટલાક કાવ્યોમા અનેરું આકર્ષણ જમાવી જાય છે. કોઇ પરિસ્થિતિને, દૃશ્યને કે ભાવને વધુ સ્પષ્ટ અને પ્રત્યક્ષવત્ કરવા માટે પ્રયોજાતા ઉપમાચિત્રોનું આગવું આકર્ષણ પણ હોય છે. વિષયથી નિરપેક્ષ રીતે પણ, એક સ્વતંત્ર ચિત્ર તરીકે એ ચિત્રમાં સંસ્કારો મૂકી જાય છે ઉપમાચિત્રોથી સુખચિત કાવ્ય 'ઉસ્તાદને મા ઉસ્તાદના જામેલા સગીતના સૂરો અચાનક બધ પડતા અનુભવાતા ભાવને પ્રત્યક્ષતા આપતું ઉપમાચિત્ર જુઓ:

'જેમ મહાન પર્વતપરે જતા યાત્રિકો
ચડી શિખર ઉપરે શિખર કૂટ કૂટો પરે,

અચાનક જઈ ચડે ઊંચી કરાડ, જ્યાંથી નીચે
સપાટ ભુંઇ દૂરની ધુમસ ગાઢમાંથી જરા
કળાય ન કળાય; તેમ તવ સૂર એકેકથી
ઊંચા પર ઊંચા ચડી, પછી અચિંતવ્યા થંભતાં,
સુમન્દ્ર સ્વર ત્યાં સુણાય-ન-સુણાય એવા થતા.

(ઉસ્તાદને પૃ. ૧૩૬)

મહાન પર્વત પરે જતા યાત્રિકોનું ચિત્ર, ઉપમેયના સંદર્ભ વિના પણ કેવું આસ્વાદ્ય બની રહે છે!

શેષની કવિતા ઊંચે નહિ તેટલું ઊંડે તાકે છે. એનું આકર્ષણ કલ્પનાલીલાની ભભકમાં નહિ પણ સ્વસ્થ સાદગી ને સચ્ચાઇમાં છે; અને એ આકર્ષણ લાંબું ટકે એવું છે. ★

---

[ અનુસંધાન પાના ૩૮ થી ]

ઓરડો પણ જાણે એમાં ચેતનનો રણકો નહિ. એ જ પુસ્તકોથી ભરેલાં કબાટ જાણે વિલાઇ ગયા હોય એમ ઉભા હતા. અને પાઇક સાહેબથી સદા ભર્યો ભાદર્યો રહેતો પેલો હિંચકો તો ત્યાં હતો જ નહિ. એના વિહોણો ઓરડો જાણે ખાલી ખમ્મ. પલભર હૈયામાં ડુમો ભરાઇ આવ્યો.

હીરાબહેનના પ્રસન્ન દાંપત્યનું માંગલ્ય કાળની ઝપટે નન્દવી નાખ્યું. શેરી વડીલ વિહોણી વરવી લાગે છે. બાકી છે માત્ર સંસ્મરણોની મૂડી જે કોઇ છીનવી શકે તેમ નથી. ★

# પંડિત યુગના પ્રતિનિધિ

**સોપાન**

**શ્રી** પાઠક સાહેબના મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે થયું કે, શારદા–સરસ્વતીની આંખો ભીની બને કે સમસ્ત ગુજરાતના સાહિત્ય, સંસ્કાર ને શિક્ષણના ક્ષેત્ર સાથે સંબંધ ધરાવનારાઓના દિલને શોક અને દુઃખનો તીવ્ર આઘાત લાગે એવો બનાવ બની ગયો છે.

પાઠક સાહેબ, ગુજરાતી ભાષાના શિક્ષણ અને સાહિત્યના પ્રદેશમાં પ્રથમ પંક્તિના વિવેચક, કવિ, વાર્તાકાર, કેળવણીકાર, પિંગળ-શાસ્ત્રના જાણકાર અને નર્મવિદ્ હતા. મૃત્યુ સમયે એમનું વય અડસઠ વર્ષનું હતું, અને ચારપાંચ વર્ષ પહેલાં એમના ઉપર હૃદય-રોગનો હુમલો પણ થયો હતો. છતાં એમની સાહિત્ય ને શિક્ષણ-વિષયક પ્રવૃત્તિઓ નિહાળતા, અને સદાય જિજ્ઞાસાથી તરવરતી ને સ્નેહથી નીતરતી આંખો જોતાં વય કે માંદગીનો ખ્યાલ કદી આવતો જ નહોતો. છેલ્લે તો એમનું સ્વાસ્થ્ય પણ સારું રહેતું હતું ને તેઓ અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિઓની યોજનાઓ પણ વિચારતા હતા. તેઓ અચાનક આમ ચાલ્યા જશે એવી તો કોઇ કલ્પનાયે કરી શકે એમ નહોતું.

સ્વ. પાઠક સાહેબ સાચા અર્થમાં પંડિત યુગના પ્રતિનિધિ હતા, છતાં પંડિતોનું અભિમાન કે અતડાપણું એમને સ્પર્શ્યું નહોતું. પીઢ અને તરુણ લેખકોનું બંનેનું એમનું મિત્રમંડળ બીજાઓને ઇર્ષ્યાનું કારણ બને એટલું વિશાળ અને વૈવિધ્યમય હતું. એક કાળે બને પેઢી વચ્ચેની તેઓ સાંકળ હતા. એ પછી તેઓ વયમાં અને જ્ઞાનમાં વૃધ્ધ થતા ગયા ને સૌના આદરને પાત્ર બનતા ગયા. આ વખતે પણ તેમણે નવીન લેખકોનો સાથ છોડયો નહિ, તેમ સાહિત્ય-ક્ષેત્રે થતા નવાનવા પ્રયોગો પ્રત્યે પણ ઉદાસીનતા દાખવી નહિ. પંડિત યુગના સર્વ સદ્‌ગુણોનો વારસો લઇ નવા યુગની પ્રયોગશીલતા, સમન્વયવૃત્તિ ને સહકાર ભાવના એમણે ઝીલી હતી. પરિણામે એમની વિદ્વત્તા અને સાહિત્યશક્તિ અનેકને માટે સદાયે પ્રેરણા ને માર્ગદર્શન રૂપ બની રહ્યાં. એમના જતાં ગુજરાતના કેટલાય તરુણ ને પીઢ

લેખકો, વિદ્યાર્થીઓ ને અધ્યાપકો, સ્નેહીઓ અને સુહૃદો છત્રવિહોણા ને કંઈક અંશે અચાનક અંધકારમાં આવી પડ્યા હોય એવા બની ગયા હશે. પાઠક સાહેબના જીવનમાં એમની જે મહત્તાનું સ્પષ્ટ રીતે ભાન નહિ થયું હોય તે એમના મૃત્યુના સમાચારથી અનેકને થયું હશે એમાં સંશય નથી.

ગુજરાતી ભાષાના સાહિત્યમાં વર્તમાન કાળે સર્જનક્ષેત્રે જે પ્રતિષ્ઠા ને સ્થાન શ્રી કનૈયાલાલ મુનશીનું ગણાય, તે પ્રતિષ્ઠા વિદ્યા, વિદ્વત્તા ને વિવેચન ક્ષેત્રે સ્વ. રામનારાયણભાઈનું હતું એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એમણે સાહિત્યના વિવિધ અંગો ખેડ્યાં, પોતાની સર્જશક્તિથી તેમને ઉજમાળ્યાં, છતાં એમની તલસ્પર્શી ને સર્વગ્રાહી વિવેચનની શક્તિનું શિખર તો હમેશાં ઊંચું જ રહ્યું છે. તેઓ તર્કશાસ્ત્રના પ્રખર અભ્યાસી હતા, એ દ્વારા એમની બુધ્ધિ તીક્ષ્ણ ને મર્મવેધક બની હતી; સાથે જ તેઓ હૃદયની ઊર્મિઓને વહાવતા કવિ ને વાર્તાકાર પણ હતા ને નર્મસાહિત્યમાં સ્વૈરવિહારીની વિશિષ્ટ શૈલી દ્વારા એમણે પ્રવેશ કર્યો હતો. આ બધા ગુણો ને આ સઘળી શક્તિઓ એમના વિવેચન માટે બાધારૂપ ન બનતા, એ કળાને પુષ્ટ કરનારાં નીવડ્યાં. તર્કશુધ્ધ વિચાર કરતી વખતે પણ તેઓ કવિ ને વાર્તાકાર હોવાથી ઊર્મિના રંગન્તરંગોને ભૂલ્યા નહિ ને નર્મ સાહિત્યના રસે એમને કટુતાથી દૂર રાખવામાં સહાય કરી એમ અવશ્ય કહી શકાય.

પાઠક સાહેબ સ્વભાવથી નમ્ર ને મૃદુ છતાં સ્વતંત્ર ને દૃઢ હતા. તેઓ કોઈ સંસ્થા સ્થાપી શક્યા નહિ, કોઈને અનુયાયી બનાવી શક્યા નહિ. એ જ રીતે કોઈ સંસ્થાનું અંગ પણ તેઓ બન્યા નહિ, તેમ કોઈને ગુરુપદે પણ એમણે સ્થાપ્યા નહિ સૌના તેઓ સ્નેહાળ મિત્ર જ રહ્યા.

સ્વ. રામનારાયણભાઈ ઘણું મેળવી ગયા ને ઘણું આપી ગયા એમના જવાથી આપણા દિલમાં જે શોકની લાગણી ઉભરાય તે તો આપણે પોતે શું ગુમાવ્યું છે તેનું જ ભાન કરાવનારી છે. પૂ. ગાંધીજીએ રાષ્ટ્રીય ભાવનાની પુનિત પાવની ભાગીરથીનું જ્યારે

અવતરણ કર્યું ત્યારે તેને ઝીલવા ને તે દ્વારા પોતાની આતરશકિત-ઓને સંસ્કારી, સમૃધ્ધ કરી રાષ્ટ્રસેનામા જોડાવા જે બડભાગીઓ તૈયાર થયા હતા તેમાં સ્વ પાઠક સાહેબ પણ હતા ગુજરાતના નવ-સંસ્કારના પ્રથમ સ્રોતસમી ગુજરાત વિદ્યાપીઠમા તેઓ જોડાયા હતા શિક્ષણ ને સાહિત્યનું જે ક્ષેત્ર એમણે ગાધીયુગના આરભ પડેલા જ પસંદ કર્યું હતું, તેમા રાષ્ટ્રીય લડતના મોજાં આવતા હતા તેઓ બહાદુરીપૂર્વક એ ઝીલતા પણ હતા, પરતુ એમનો આત્મા સાહિત્યનો હતો, એટલે રાષ્ટ્રીય જુવાળ ઓસરતા જ તેઓ પોતાની પ્રિય પ્રવૃત્તિમાં લાગી જતા હતા. રાજકારણ એમના અભ્યાસનો વિષય બની શકે, પણ જીવનને પોષનારું ને દોરનારું તત્ત્વ તો સદાયે વિદ્યા જ રહે એવી તેમની પ્રકૃતિ હતી. એમણે પ્રકૃતિને પિછાણી લીધી હતી અને જીવનભર તેની ઉપાસનામા તેઓ લાગી ગયા હતા.

સ્વ. પાઠક સાહેબ ગુજરાતના અગ્રણી વિદ્વાન ને સાહિત્યકાર હતા. સાહિત્યસંસ્કારના કોઈ પણ સમારંભમાં એમનું પ્રમુખ સ્થાન કે પરીક્ષક તરીકેનું સ્થાન શોભી ઊઠતું. ગુજરાતી ભાષાના સાહિત્ય-કારો જ્યારે હિંદી કે મરાઠી ભાષાના સાહિત્યસ્વામીઓ સાથે મિલન યોજતા ત્યારે આપણા સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ તરીકે હમેશાં એમની પસંદગી થતી હતી ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલનનું પ્રમુખ પદ એમણે શોભાવ્યું હતું. લેખક મિલનમાં પ્રમુખ જેવું હતું નહિ, છે નહિ, પરંતુ જ્યારે તેઓ હાજર હોય ત્યારે એમનું એ રીતે જ બહુમાન કરવામાં આવ્યું હતું. ભારતીય વિદ્યાભવનના ગુજરાતી વિભાગના તેઓ અધ્યક્ષ હતા. મુંબઈના 'આકાશવાણી'ના ગુજરાતી ભાષાના કાર્યક્રમોમાં તેઓ સલાહકાર હતા એમની સર્જન ચિંતનની પ્રવૃત્તિ તો સદાયે ચાલતી જ હતી. વિદ્યાના ઉપાસકો એમની આસ-પાસમા હમેશા જોવા મળતા. આવી બધી પ્રવૃત્તિઓની વચ્ચે એમનુ વયનું ભાન ન રહે એ સ્વાભાવિક હતું. દેહથી તેઓ અશક્ત બન્યા હતા, પરંતુ મનથી તો યૌવનનો વિહાર તેમણે કદી છોડયો જ નહોતો. કવિ ને ચિંતક વૃદ્ધ થઇ પણ શી રીતે શકે?

પાઠક સાહેબના બહુ નિકટના પરિચયનો દાવો હું ન કરી શકું છતાં છેલ્લા વીસેક વર્ષની ઓળખાણ હતી. અમદાવાદમાં અમે નજીક

રહેતાં. મુંબઈમાં એ સંબંધ ચાલુ રહ્યો હતો. મારાં પત્ની લાભુબેન મહેતા એમની શિષ્યા અને હીરાબહેનનાં મિત્ર એટલે પણ સંબંધ ગાઢ રહ્યો હતો, કંઈક અંશે કૌટુંબિક ભૂમિકા ઉપર હતો. એક બીજાને ત્યાં વિના કામે, સહજ ભાવે પણ જવાનું અનેક વેળા બનતું. સાહિત્ય ને ઇતર પ્રવૃત્તિની વાતો ઉપરાંત કંઈક અંગત ગણી શકાય એવી વાતો કરવા સુધી અમારો સંબંધ પહોંચ્યો હતો. એમનાં લગ્ન પછી હીરાબહેનની સાથે તેઓ અમારે ત્યાં આવેલાં ને એમના સ્નેહસંબંધની સરળ ભાવે વાતો કરી ગયેલા તે તો ભૂલાય એમ નથી હીરાબહેનની સાથે એમને જોતા હમેશાં અમને થતું કે એમના સ્નેહનો પુંપપુંજ એવો ને એવો તાજો છે

ને એ પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ અંતિમ પળે, ના, એ પળ વીતી ગયા પછી તરત બન્યો હતો એમના પાડોશીઓ પછી મૃત્યુના સમાચાર મેળવનારાઓમાં અમે કદાચ પહેલાં જ હોઈશું દોડીને પહોંચ્યા ને પાઠક સાહેબના વિદ્યાવ્યાસંગ ને સાહિત્યોપાસનાના સદાના સાથી, પ્રેમાળ અને સેવામય ધર્મપત્ની હીરાબહેનનું કલ્પાંત જોયું. પાઠક સાહેબની રોજના જેવી જ શાંત સ્વસ્થ ને પ્રતિભાશાળી મુદ્રા જોઈ એમ થતું કે હમણા જ પ્રેમભર્યા સ્વરે બોલશે–"આવો, આવો!"

આજે વિચારતા એમ લાગે છે કે તર્ક ને ભાવનાની સમતુલા જાળવી જીવનનું મૂલ્ય આંકનાર પાઠક સાહેબના સ્થૂળ દેહે જ માત્ર વિદાય લીધી છે. આત્મા તો અમર છે જ પરંતુ પાઠક સાહેબનો અક્ષરદેહ–સાહિત્યદેહ પણ લાંબા કાળ સુધી પ્રેરણા ને માર્ગદર્શન આપી શકે એટલો સમૃદ્ધ ને તેજસ્વી, આપણી પાસે જ પડ્યો છે એમના સૌ સ્નેહીજનોએ એ દ્વારા આશ્વાસન ને પ્રેરણા બને લેવા જોઈએ. એમના જવાથી આપણી વચ્ચેથી પંડિત યુગનો એક મહાન પ્રતિનિધિ ગયો છે. એ ખોટ સહેજે પુરાય એમ નથી, છતાં એ પૂરવાનો માર્ગ વિદ્યાની ઉપાસના અને સહૃદયતા કેળવવા સિવાય બીજો છે પણ નહિ, એ પણ એટલું જ સ્પષ્ટ છે. ★

# આકાશવાણીના આંતજન

**પ્રશાંત**

સ્વ. પાઠક સાહેબ સાથેની અંગત પિછાન આમ મને ૧૯૪૦-૪૧મા અમદાવાદમા એમ એ. ના બીજા વર્ષમા એમના હાથ નીચે હતો ત્યારથી પરંતુ કંઈક ઘનિષ્ટ કહી શકાય એવો સંબંધ તો બંધાયો ૧૯૪૭–૪૮માં 'અખન્ડ આનન્દ' ના આરંભથી.

શારદોપાસક અને કુટુંબવત્સલ માર્ગદર્શક તરીકેનું એમનું જે કંઈ મૂલ્યાંકન થાય એમા રેડિયોના એ સલાહકાર બન્યા અને કાર્યક્રમોની જે સુધારણા થઇ, એમા જે પ્રગતિ સધાઈ, સાહિત્યકીય રંગની જે આભા ઉમેરાઇ તેની પણ ગણના થવી જોઇએ.

રેડિયો સાથે આજ સુધીમા સીધી રીતે સંકળાયેલ મોટા સાહિત્યકારો બે: એક ચન્દ્રવદન મહેતા–સી સી. અને બીજા સ્વ. પાઠક સાહેબ ભી સી. તો મુબઇ રેડિયો પરથી ગુજરાતી ભાષામાં કાર્યક્રમોનો લગભગ ૧૯૩૫માં પ્રારંભ થયો ત્યારથી હતા. સ્વ. પાઠક સાહેબની મુંબઇ ગુજરાતી વિભાગના સલાહકાર તરીકેની નિમણૂંક ૧૯૫૩ના ઑક્ટોબરથી થઈ, ને એમના અવસાન સુધી આ હોદ્દો એમણે શોભાવ્યો આ સ્થાને એમને વધુ રાખવાનુ વિધિએ નિર્મ્યું હોત તો મુંબઇ રેડિયોના કાર્યક્રમોની કક્ષા વધુ સુધરી હોત એ નિ:શક છે.

મને બરાબર યાદ છે ગુરુવારનો એ દિવસ તેમની એ નિમણૂક વિશે 'જન્મભૂમિ–પ્રવાસી'ના 'આકાશધ્વનિ' વિભાગ માટે ખાસ મુલાકાત લેવા હું ગયેલો. પાઠક સાહેબ તો હમેશની માફક બલસુલભ મરળતાથી બોલી ઊઠેલા: " અરે, એમાં મુલાકાતની શી જરૂર છે ?"

મે' તથા હીરાબહેને તેમને સમજાવ્યા: " આપની ઇચ્છા ન હોય એ સ્વાભાવિક છે, પરંતુ અન્ય ભાષાઓમાં પણ આવા સલાહકારો નીમાયા છે. માત્ર ગુજરાતી ભાષામા જ આ પ્રકારનું રેડિયોનું પાનું આવે છે. એમાં આપના વિચારો પ્રસિદ્ધ થાય, આપની કલ્પનાને વાચા મળે, તો ખોટું શું છે ?"

મને લાગે છે કે પાઠક સાહેબની ઉત્તર વયમાં હીરાબહેને તેમની

કેવળ શારીરિક દેખભાળ જ રાખી નથી, પણ એમના સાહિત્યને અને એ મબધી વિચારોને એમણે સુ વ્યવસ્થિત આકાર આપ્યો છે આ વિષયમા પણ એમ જ બન્યુ તેઓ માની ગયા અને ભોજનમા નિયમિત એમણે જમતા જમતા જ વાતો કરવા માડી આ વિચારોને ક્રમબદ્ધ અને આકર્ષક બનાવવામા હીરાબહેનનો પણ ફાળો હતો. ગુજરાતી કેન્દ્ર પાસે એમની શી અપેક્ષા હતી, તેઓ રહ્યા એ દરમિયાન એમાની કેટલી મજ લાગી શક્યા, અને એમાનુ કેટલુ હજી બાકી છ તેના તટસ્થ અભ્યાસ માટે એ મુલાકાત અહી યાદ કરી લઉ છુ

મારો પહેલો પ્રશ્ન હતો ' આપ આ હોદ્દાની રુએ ગુજરાતી કાર્યક્રમો અને તેની નીતિમા શા ફેરફાર કરાવવા ઇચ્છો છો?''

''મને હજી નિમણૂક પત્ર મળ્યો નથી '' તેમણે જવાબ આપ્યો, ''એટલે એ નિમણૂકમા ક્યા પ્રકારનો અને કેટલો કાર્યપ્રદેશ સોપાય છે એનો ચોક્કસ ખ્યાલ નથી પણ આટલા દિવસ સુધીમા રેડિયો દ્વારા શુ થ કરી શકાય એ સબધી મે જે વિચારો કર્યા કે તે ઉપરથી હુ કઈ કહી શકુ સૌથી પહેલુ તો હૂ એમ ઇચ્છુ કે રેડિયોમા એક કાયમી રેકર્ડનુ સગ્રહખાતુ હોવુ જોઇએ એટલે કેટલીક કૃતિઓ આપણે કાયમી રેકર્ડમા ઉતારીને એનો સગ્રહ કરવો જોઈએ દા ત મહાત્માજીના પ્રવચનો આ તો મથવાય જ છે પણ આપણા જાણીતા કવિઓ અને સાક્ષરોનો અવાજ પણ આપણે ત્યા સઘરાઇ રહે એમ હૂ ઇચ્છુ છુ સદ્દગત સાક્ષરો કવિ નાનાલાલ પ્રો ઠાકોર, ડૉ આનન્દ શકર ધ્રુવ, વગેરે આ ઉપરાત આપણા લોકગીતોના કેટલાક ઢાળો અત્યારે ધીમે ધીમે લુપ્ત થતા જાય છે તે પણ એના શુધ્ધ સ્વરૂપે સચવાઈ રહે એમ ઇચ્છુ જ મારા ગુજરાતી ક્ષેત્રમા આવતુ ન હોય છતા હુ એમ પણ ઇચ્છુ કે આપણા દેશમા પરપરા પ્રમાણે સામગાન કરનાર હવે ઘણા ઓછા રહ્યા છે એવા સામગાનો પણ આપણે સાચવી રાખવા જોઈએ શ્રી જયકરે એક વાર સૂચના કરેલી કે આપણા જૂના ઘરાણાના ઉત્તમ ગાયકોની ગાયકીના અને તેમના રેકર્ડો લઇ રાખવા સઘરી રાખવા જોઇએ પણ આમાથી ખાતાની કાર્યવાહીમા કેટલુ શક્ય છે તે અત્યારે હુ કહી શકતો નથી માત્ર મારી ઇચ્છા રજૂ કરુ છુ।''

મેં શંકા ઊઠાવી: "પણ આ બધા સંગ્રહો માત્ર રેડિયોના ભંડારમાં જ પડી રહે તેનો શો અર્થ? દા. ત. ગી. ગી નું કોર્ટ-માર્શલ ઘણું જ લોકપ્રિય હતુ. જો એની રેકર્ડો સચવાઇ હોય અને હજી પણ રજૂ થાય તો થોડીક મર્યાદાઓ સાથે એ કાર્યક્રમ એટલો જ લોકપ્રિય થાય. રેડિયોએ પચ્ચીસ વરસની રજત જયંતી ગયે વરસે (૧૯૫૨મા) જ ઉજવી આવી જૂની રેકર્ડોનો સરસ ઉપયોગ એવે વખતે થઇ શકત એમ મારું માનવુ છે।"

"રેકર્ડો સંઘરી રાખવી એમા મારો હેતુ એવો જ છે કે ઉચિત પ્રસંગે, અંતરે અંતરે એના કાર્યક્રમો શ્રોતાઓ સમક્ષ રજૂ કરવા. અલબત્ત એમા એ પણ ધ્યાન રાખવામા આવે કે સમય જતા નવી દૃષ્ટિએ એ જ રેકર્ડોનું કેટલું મહત્ત્વ રહે એ વિચારવુ પડે એ રીતે હું એમ પણ કલ્પું છું કે કાયમી રેકર્ડોમાથી પણ પચ્ચીસ વર્ષે આપણે કેટલીક રદ કરી શકીએ. મુદ્દાની વાત એ છે કે આ દૃષ્ટિ રાખવી જોઇએ. સરકાર પોતાની જયંતિઓ પચ્ચીસ વરસ જેટલે ટૂંકે સમયે ન પણ ઉજવે આપણી રેલ્વેની શતાબ્દિ ઉજવાઇ, બીજું કશું ઉજવાયું નહિ પણ અમુક અમુક અંતરે જૂની રેકર્ડોને સ્થાન છે એમાં મને શંકા નથી"

"આપની નિમણૂંકથી ગુજરાતી કાર્યક્રમોનું ધોરણ સુધરશે એમ તો મને ચોક્કસ લાગે છે"

બીજા કશામા રસ છે. તેમણે સાહિત્યના, સમાજના, સરકારના કાર્યક્રમોમા અને બીજા અનેક પ્રશ્નોમાં રસ લેવો જોઇએ. અને એ માટેની અભિરુચિ કેળવવી જોઇએ રુચિ પણ કેળવવાની વસ્તુ છે. એમ થાય તો રેડિયો ઉપરના વકતાઓ પણ સમાજ સાથે વધારે સારો સમભાવ કેળવી શકે અને એ રીતે આપણા કાર્યક્રમો વધારે રસિક બને. આ બધામાં કેટલી સફળતા મળે એ કોઇ જ કહી શકે નહિ. હું આશા રાખું છું કે મને સહકાર આપવામાં કોઇ વિઘ્ન નહિ આવે"!

મેં પ્રશ્ન કર્યો, "નવાં પ્રકારનાં કોઇ કાર્યક્રમો આપવાનું આપે વિચાર્યું છે ખરું"?

"રેડિયોના એક સામાન્ય શ્રોતા તરીકે આ સબંધી, જેમ બીજા અનેકને આવે છે તેમ મને પણ જૂદી જૂદી કલ્પનાઓ આવેલી છે. પણ આમાં મહત્ત્વની વસ્તુ શકયતા છે. બધા કાર્યકર્તાઓ અને વકતાઓની સાથે વિચારની આપ લે કર્યા પછી જ હુ કોઇ પણ ચોક્કસ નિર્ણય કરી શકું. તેમ છતા એક એ વસ્તુ હું કહી શકું છું. આપણા સાહિત્યમાં સળંગ પદ્ય રચનામા નાટકો લખવાના કેટલાક પ્રયત્નો થયા છે, આ પ્રયોગો જેમ તખતા ઉપર થાય તેમ જ રેડિયો ઉપર પણ થાય એમ હુ ઇચ્છું છું. ગુજરાતમા અનેક સ્થળોએ વાર્ષિક મેળાઓ ભરાય છે, તે મેળા શ્રેણીની શકયતા પણ હું વિચારવા ઇચ્છું છુ ગુજરાતમા મુલાકાત લેવા યોગ્ય સૌન્દર્યધામોની એક શ્રેણી થઇ શકે કે કેમ તે હું વિચારું છું. આપણા સમર્થ સામાજિક કાર્યકર્તાઓ જેવા કે રવિશંકર મહારાજ, તેમના કાર્યોનું પણ દિગ્દર્શન રેડિયો પર થઇ શકે તો સારું."

એક ચોખવટ કરી દઉં. પાઠક સાહેબને ત્યા રેડિયો હતો-છે. આ નિમણુંક પહેલા એનો ખાસ ઉપયોગ કરાતો નહતો. "હું હમણાંના કાર્યક્રમો સાંભળતો નથી. તમને નાટક-રૂપક-વાર્તાલાપનું ધોરણ કેમ લાગે છે? આપણા ઉત્તમ રેડિયો નાટ્યકારો કયા?" વગેરે પ્રશ્નો અને ચર્ચા તેમણે કેટલીક વાર મારી સાથે કરેલી. વળી સલાહકાર તરીકે તેમણે સમયનું બંધન સ્વીકારેલું નહિ. બપોરે ચારેક વાગ્યે રેડિયો ઘર ઉપર આવતા ને સલાહસૂચના આપતા. તેઓ હોય ત્યારે

"પાઠક સાહેબ, પાઠક સાહેબ" થઈ રહેતું. સર્વ કર્મચારીઓને તેમના પ્રત્યે ખૂબ જ માન હતું.

મુંબઈના વસવાટ દરમિયાન રેડિયો–મુશાયરાઓ ને કવિસંમેલનોમા લગભગ હરવખત તેઓ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. એમની વાર્તાઓના રેડિયો રૂપાંતરો થયા છે રેડિયો ઉપરથી સાહિત્યલક્ષી સંભાષણો પણ તેમણે આપ્યાં હતાં. બુદ્ધિવર્ધક મંડળના અમદાવાદ તથા મુંબઇ ખાતેના એક તેજસ્વી સભ્ય તરીકે એમણે ઊંચી છાપ પાડેલી. આપણા સંસ્કૃત નાટકોના વિશિષ્ટ કૃત્યોને શ્રોતાઓ સમક્ષ રજૂ કરાયા તે મુખ્યત્વે એમને પ્રતાપે. કાર્યક્રમ નિયોજનમા તેમનો પરોક્ષ હિસ્સો વિશાળ હતો ને સાહિત્યકીય વિષયોને વધુ સ્થાન એમણે અપાવ્યુ. "રાત કેમે ન વીતી" ની વર્તાશ્રેણી એમા ખાસ ઉલ્લેખનીય ગણાય. મુંબઇ રેડિયોપરથી રેડિયો નવલના અખતરાના લેખકોની પસંદગી, અવસાન પહેલા એમણે કરી હતી. બે ત્રણ 'રત્નકણિકા' ઓ એમને મુખેથી સાંભળવા મળી, અને પછી એ અવાજ 'ઇથર'મા લુપ્ત થઇ ગયો.

બહુ ઓછા સાહિત્યકારોને વરેલો રેડિયો–માધ્યમને સાનુકુળ કર્ણપ્રિય ને સ્પષ્ટ એમનો અવાજ હતો. એનો અનોખો રણકાર, 'બુદ્ધિવર્ધક મંડળ' વખતની એમની અત્યંત સરળ, સ્વાભાવિક ને પ્રાસાદિક ઉત્તરશૈલી અને સાહિત્યધર્મપ્રધાન વિદ્વત્તા રેડિયો કેમ ભૂલી શકે? એમની ઉણપ 'આકાશવાણી' ને લાંબા ગાળા સુધી સાલ્યા કરશે.

ગુજરાતી ભાષાના પ્રવાહને 'આકાશવાણી'દ્વારા વિશેષ સાહિત્યાભિમુખ બનાવનાર, પ્રથમ કક્ષાના લોકમાન્ય સાક્ષર પાઠક સાહેબ નમોનમઃ!





શ્રી નલમણિરાવ ભીમરાવ જોગ

# ઇતિહાસકાર રત્નમણિરાવ

ભોગીલાલ સાંડેસરા

ગયા સપ્ટેમ્બરની તા. ૨૪મીએ સુપ્રસિદ્ધ ઇતિહાસકાર અને સંશોધક શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટ અમદાવાદમાં સાઠ વર્ષની વયે અવસાન પામ્યા છે. એમના જવાથી ગુજરાતમાં સંસ્કારક્ષેત્રે સહેલાઇથી ન પુરાય તેવી ખોટ પડી છે—તેમાંયે ઇતિહાસ અને પુરાતત્ત્વના વિષયમાં એમનું વિશિષ્ટ સ્થાન આજે ખાલી જ દેખાય છે. છેલ્લાં પચીસેક વરસો થયાં આ ક્ષેત્રમાં કંઇક અભ્યાસનો મેં આરંભ કર્યો ત્યારથી શ્રી. રત્નમણિરાવને એક સમભાવી મુરબ્બી અને સહૃદય મિત્ર તરીકે હું ઓળખતો હતો, અને તબિયતને કારણે તેઓ મદ્રાસનો ધંધો છોડી અમદાવાદમાં સ્થાયી થયા ત્યારથી એ પરિચય ખૂબ નિકટતાની કોટિએ પહોંચ્યો હતો. સાહિત્ય અને વેપાર બન્નેમાં ભાણાભાઇને (એ નામથી તેઓ સ્વજનો અને નિકટના મિત્રોમાં જાણીતા હતા) સરખો રસ. મારા શ્વશુર શેરદલાલ નાનાભાઇ શ્રી. ઉપેન્દ્ર સાથે તેઓ બજારો અને સાહિત્ય વિશે કલાકો સુધી વાતો કરતા. એમાં એમનું અનુભવી અને આર્દ્ર હૃદય બરાબર વરતાતું અને એમની સાહજિક વિનોદવૃત્તિને કારણે અમારી વચ્ચેનું વયનું અંતર ગળી જતું. આ મહાન વિદ્વાનની નિરાભિમાનિતા ખરેખર દાખલારૂપ હતી. આ સર્વ ગુણોનો આવિષ્કાર આલેખતાં અનેક સ્મરણો ટાંકી શકું, પણ એ માટે આ સંક્ષિપ્ત લેખમાં અવકાશ નથી. વળી એમના નિકટના સ્વજન શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાનજીએ "કુમાર"ના ઓક્ટોબર ૧૯૫૫ના અંકમાં તેમની આધારભૂત જીવનરેખા આપી છે તથા તેમના વ્યક્તિત્વનું સુરેખ ચિત્ર દોર્યું છે, એટલે આ લેખમાં હું તેમની સાહિત્યસેવાનો જ ટૂંક પરિચય આપીશ.

"ગુજરાતની સંસ્કૃતિ અને ઇતિહાસનું વિહંગાવલોકન" એ સને ૧૯૨૫માં બહાર પડેલી શ્રી. રત્નમણિરાવની પ્રથમ પુસ્તિકા. ગુજરાતના સમગ્ર ઇતિહાસનું તથા એ ઇતિહાસમાં વ્યક્ત થતા ગુજરાતના સ્વભાવનું સંક્ષિપ્ત પણ તલસ્પર્શી અવલોકન એમાં છે. અમદાવાદ આસપાસના ઐતિહાસિક સ્થળો શાહીબાગ, શાહે આલમ, જેતલપુર

પરિશિષ્ટો-'ખંભ-રક ભતીર્થ', 'લિંગપૂજા અને લાટ દેશ', 'સરસ્વતીનો પ્રવાહ અને તેની સાથે ખંભાતના અખાતનો સબંધ', 'અસુરો અને ગુજરાતનો કિનારો', તથા 'ભોગવતી અને પાતાળ'-રત્નમણિરાવની ઐતિહાસિક મીમાંસા અને તોલનશક્તિના વિશિષ્ટ ઉદાહરણો છે "સોમનાથ" વિશેનો એમનો ગ્રન્થ પુરાણકાળથી માંડીને આજ સુધીનો સોમનાથનો ઇતિહાસ આલેખે છે. ચાંપાનેર વિશે આવો એક સ્વતંત્ર ગ્રન્થ લખવાનો રત્નમણિરાવનો મનોભાવ હતો આ ગ્રંથ જો કે લખાયો નહિ, પરંતુ વિવિધ સામયિકોમા પ્રકટ થયેલા, ચાંપાનેર વિશેના એમના લેખો એક પુસ્તિકારૂપે પ્રકટ કરવા જેવા છે. કોઇ પ્રદેશની સંસ્કારિતા એના નગરોદ્વારા પ્રકટ થાય છે એ એક માન્ય હકીકત છે એ રીતે ગુજરાતના કેટલાક મુખ્ય નગરોનો ઇતિહાસ આલેખીને રત્નમણિરાવે ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની મોટી સેવા બજાવી છે

ઇસ્લામ યુગના ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ લખવાની એમની યોજના હતી 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ (ઇસ્લામ યુગ)'ના એમના બે ઉપયોગી ગ્રથો ગુજરાત વિદ્યાસભા તરફથી પ્રકટ થયેલા છે એ ગ્રન્થમાલાનું કાર્ય તો એમના અવસાનથી અધૂરું રહ્યુ, પણ એ પછીનું જે લખાણ એમણે તૈયાર કર્યું હોય તે હવે વહેલી તકે પ્રસિદ્ધ માગે છે

સને ૧૯૫૩મા અમદાવાદમા મળેલી અખિલ ભારત પ્રાચ્યવિદ્યા પરિષદમાં ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિના વિભાગના પ્રમુખપદે તેઓ ચુટાયા હતા અને એ સ્થાનેથી તેમણે ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરની તથા એના સ્વભાવના ઘટક કારણોની પ્રમાણમંડિત અને કલ્પનારસિક વિચારણા કરી હતી પણ એ વ્યાખ્યાનના મુદ્દાઓ વિશે કેટલાક માસ પહેલાથી તેઓ ચિંતન કરતા હતા અને મિત્રો સાથે ચર્ચા કરતા હતા એવી ચર્ચાઓ મેં પણ એમની સાથે કરી હતી ઇતિહાસકાર કે સંશોધક એ અતીતનો જડ ઉપાસક નથી, પરંતુ એક કલ્પનાશીલ માનવતાપ્રેમી છે અને ભૂત સાથે વર્તમાનનું અનુસંધાન કરીને પોતાના વિષયને એ કેવી રીતે જીવંત-અને વ્યાપક અર્થમા ઉપયોગી પણ-બનાવે છે તે એમા પ્રસન્ન થતું.

વગેરે વિશે પણ તેમણે પરિચય પુસ્તિકાઓ લખેલી છે. "વસન્ત રજત મહોત્સવ સ્મારકગ્રંથ"માં પ્રકટ થએલો તેમનો વિસ્તૃત લેખ "ગુજરાતનું વહાણવટું" સંશોધનના અક્ષુણ્ણ પ્રદેશોમાં એમની શોધક બુદ્ધિ કેવી રીતે વિહરતી હતી તેના ઉત્તમ પ્રમાણરૂપ છે. ભારતના કોઈ પણ પ્રાન્તની તુલનાએ ગુજરાતનો સમુદ્ર કિનારો મોટો છે અને ગુજરાતના દરિયાઇ વેપાર અને સમુદ્ર પર્યટનનો ઇતિહાસ પણ વિસ્તૃત અને રોમાંચક છે. પરંતુ હિંદી વહાણવટા વિશેના શ્રી. રાધાકુમુદ મુકરજીના પુસ્તક Indian shipping and maritime activity માં ગુજરાતના વહાણવટાનો નિર્દેશ સરખોયે નહિ જોતા શ્રી. રત્નમણિરાવ ઉપર્યુક્ત લેખ લખવાને પ્રેરાયા. જે સારપછી જુદા પુસ્તકરૂપે પણ પ્રસિદ્ધ થયો છે સાંસ્કારિક ગુજરાતના વ્યક્તિત્વનું એક અગત્યનું પાસું સમજવા માટે આ લેખ અમૂલ્ય છે અને આ એક માત્ર પ્રદાન પણ તેના લેખકને આ ક્ષેત્રમાં ઉત્તમ સ્થાનના અધિકારી બનાવે છે.

'અમદાવાદ', 'ખંભાત' અને 'સોમનાથ' વિશેના રત્નમણિરાવના ગ્રંથો ગુજરાતને એના સાંસ્કૃતિક ગૌરવનો પરિચય આપે છે, તે સાથે એના લેખકની સઘન વિદ્વત્તા, અસાધારણ બહુશ્રુતતા, વિશિષ્ટ ઉદ્યોગ, તટસ્થ પાડિત્ય અને ઊંડા દેશપ્રેમનો ખ્યાલ આપે છે. અમદાવાદ વિશેનો ગ્રંથ ૧૯૨૮માં ગુજરાત સાહિત્યસભાના રજતમહોત્સવ પ્રસંગે બહાર પડયો હતો. અમદાવાદના રાજકીય, સાંસ્કૃતિક અને આર્થિક ઇતિહાસ વિશેનો એ વિશાળ આકર ગ્રન્થ છે. એ ઐતિહાસિક નગરના જીવનનું એક પણ અંગ એવું નથી, જેની વાત આ ગ્રન્થમાં ન હોય. હિન્દુ અને મુસ્લિમ સ્થાપત્યના સુભગ સમન્વયરૂપ અમદાવાદનું સ્થાપત્ય (જેની કલા પ્રણાલિને ફર્ગ્યુસન જેવા કલાવિવેચકે Indo-Sarcenic એવું નામ આપ્યું છે) એનો રત્નમણિરાવે કરાવેલો વિદ્વત્તાપૂર્ણ છતા લોકભોગ્ય પરિચય આ ગ્રન્થનો બહુ મહત્ત્વનો ભાગ છે. ગુજરાતને અને તેમાયે અમદાવાદને કેવળ અર્થદાસ ગણનારાઓને એ સચોટ ઉત્તર રૂપ છે. ખંભાત વિશેનો ગ્રન્થ, ગુજરાતના એ મહત્ત્વના બંદર અને વેપારી મથકનો એવો જ સર્વાંગી અને તલસ્પર્શી ઇતિહાસ રજૂ કરે છે. એ ગ્રન્થમાંનાં

પરિશિષ્ટો-'ખભ-રક ભતીર્થ', લિંગપૂજા અને લાટ દેશ', 'સરસ્વતીનો પ્રવાહ અને તેની સાથે ખભાતના અખાતનો સંબંધ', 'અસુરો અને ગુજરાતનો કિનારો', તથા 'ભોગવતી અને પાતાળ'-રત્નમણિરાવની ઐતિહાસિક મીમાંસા અને તોલનશક્તિના વિશિષ્ટ ઉદાહરણો છે "સોમનાથ" વિશેનો એમનો ગ્રન્થ પુરાણકાળથી માંડીને આજ સુધીનો સોમનાથનો ઇતિહાસ આલેખે છે ચાંપાનેર વિશે આવો એક સ્વતંત્ર ગ્રન્થ લખવાનો રત્નમણિરાવનો મનોભાવ હતો આ ગ્રંથ જો કે લખાયો નહિ, પરંતુ વિવિધ સામયિકોમાં પ્રકટ થયેલા, ચાંપાનેર વિશેના એમના લેખો એક પુસ્તિકારૂપે પ્રકટ કરવા જેવા છે કોઇ પ્રદેશની સંસ્કારિતા એના નગરોદ્વારા પ્રકટ થાય છે એ એક માન્ય હકીકત છે એ રીતે ગુજરાતના કેટલાક મુખ્ય નગરોનો ઇતિહાસ આલેખીને રત્નમણિરાવે ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની મોટી સેવા બજાવી છે

ઇસ્લામ યુગના ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ લખવાની એમની યોજના હતી 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ (ઇસ્લામ યુગ)' ના એમના બે ઉપયોગી ગ્રંથો ગુજરાત વિદ્યાસભા તરફથી પ્રકટ થયેલા છે એ ગ્રન્થમાલાનું કાર્ય તો એમના અવસાનથી અધૂરું રહ્યું, પણ એ પછીનું જે લખાણ એમણે તૈયાર કર્યું હોય તે હવે વહેલી તકે પ્રસિદ્ધ થાય છે

સને ૧૯૫૩માં અમદાવાદમાં મળેલી અખિલ ભારત પ્રાચ્યવિદ્યા પરિષદમાં ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિના વિભાગના પ્રમુખપદે તેઓ ચુંટાયા હતા અને એ સ્થાનેથી તેમણે ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરની તથા એના સ્વભાવના ઘડક કારણોની પ્રમાણમંડિત અને કલ્પનારસિક વિચારણા કરી હતી પણ એ વ્યાખ્યાનના મુદ્દાઓ વિશે કેટલાક માસ પહેલાથી તેઓ ચિંતન કરતા હતા અને મિત્રો સાથે ચર્ચા કરતા હતા એવી ચર્ચાઓ મે પણ એમની સાથે કરી હતી ઇતિહાસકાર કે સંશોધક એ અતીતનો જડ ઉપાસક નથી, પરંતુ એક કલ્પનાશીલ માનવતાપ્રેમી છે અને ભૂત સાથે વર્તમાનનું અનુસંધાન કરીને પોતાના વિષયને એ કેવી રીતે જીવંત-અને વ્યાપક અર્થમાં ઉપયોગી પણ-બનાવે છે તે એમાં પ્રત્યક્ષ થતું

આનું એક જ ઉદાહરણ અહીં આપું. ૧૯૪૨મા આ લેખકે 'ગુજરાતના સ્થલનામો' વિશે એક અભ્યાસલેખ લખેલો (જે પાછળથી 'ઇતિહાસની કેડી'માં ગ્રંથસ્થ થયો છે). આથી રત્નમણિરાવ મને ઘણી વખત કહેતા કે આપણે ગુજરાત માટે એક "પ્લેસનેમ સોસાયટી" (સ્થળનામોનો અભ્યાસ કરનાર મંડળી) કાઢવી જોઈએ; કેમકે ગામો, ખેતરો, નદીઓ, વોકળાઓ કે ડુંગરોના નામ બદલતા નથી; એની પાછળ પ્રજાઓની ગતિ – સ્થિતિનો આખો ઇતિહાસ પડેલો છે, અને બીજા કોઈ ઐતિહાસિક સાધનોમાથી નથી મળતી એવી અભ્યાસસામગ્રી સ્થળનામોના અભ્યાસમાથી મળી શકે. ૧૯૫૨મા અમદાવાદની પ્રાચ્યવિદ્યાસભા વખતે આ કામની પૂર્વભૂમિકારૂપ કેટલીક વાતચીતો શ્રી. રત્નમણિરાવે કરેલી. ૧૯૫૫ના ફેબ્રુઆરીમા અમદાવાદમા ગુજરાત સાહિત્યસભાએ મને રણજિતરામ સુવર્ણચન્દ્રક આપવા માટેનો સમારંભ કર્યો ત્યારે આ કૃશકાય વડીલ મિત્ર સમારંભ શરૂ થવાના ઠીક ઠીક સમય પહેલા આવીને બેઠા હતા. હું પહોંચ્યો એટલે મને કહે કે "માંદગીને બિછાને હતો ઘણા મહિના પછી, માત્ર અહીં હાજરી આપવા માટે બહાર નીકળ્યો છુ અને આ પગથિયાં ચડ્યો છું....હવે પ્લેસનેમ સોસાયટી માટે શુ કરીશું?" એ સમયે એ કલ્પના પણ નહોતી કે અમારી આ છેલ્લી જ મુલાકાત હશે.

*વિદ્યા વિનયેન શોભતે* એ સુભાષિત આ પ્રકાંડ વિદ્વાનના તમામ વ્યવહારોમાં ચરિતાર્થ થતું. પોતાની જાત પ્રત્યે પણ સહજભાવે હસનાર વિનોદવૃત્તિને કારણે એ પાંડિત્યનો ભાર ન તો એમને કે ન તો એમના સંપર્કમા આવનાર કોઈને પણ લાગતો હતો. આવા અભિજાત પંડિતોની ઉચ્ચ પરંપરા ગુજરાતમા સર્વદા ચાલુ રહો એ જ પ્રાર્થના!





શ્રી હરિપ્રસાદ ગૌરીશંકર ભ.,
મસ્તફકીર'

# મસ્તફકીર

**ધનસુખલાલ મહેતા**

"વીસમી સદી" ગુજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠ ગણાતું એમાં પોતાના લેખો છપાય એવી ઇચ્છા ભલભલા સાહિત્યકારોને રહેતી, અને એના અનુસંધાનમાં તેઓ ગુલાબી તબિયતના હાજી મહમ્મદ અલારખિયા શિવજીના દરબારમાં નિયમિત હાજરી આપતા હતા. તેવા સમયમાં એ 'વીસમીસદી' ના પાના ઉપર ચાર ગુજરાતી હાસ્યકારો ચમકતા હતા 'મંગળની મુસાફરી' વગેરેના લેખક પારસી ડૉક્ટર, મસ્તફકીર, ઓલિયા જોશી, અને છોટાલાલ જાગીરદાર.

તે વખતે ધનસુખલાલ પણ હાસ્યલેખક હતા—આ ચારેથી જુદા લેખક હતા, પણ તેમના લખાણમાં તંત્રી ફેરફાર કરી શકે એવું હાજીનું ધારવું હતું; ધનસુખલાલ એમ માનતો નહતો એને પરિણામે એ લેખક 'વીસમીસદી' માં લખતો ન તો, એ વાત મેં મારી જીવનકથામાં ( આથમતે અજવાળે ) કરી છે એટલે અહીં ટૂંકામાં જ પતાવી દઉં છું.

આ ચાર લેખકોમાં મસ્તફકીર હાસ્યપ્રધાન ભાષણો પણ આપતા એટલે એ ચારેમાં સૌથી જાણીતા અને લોકપ્રિય પણ એ જ થઇ ગયા: અને 'વીસમીસદી' ના આરંભથી તે ઠેઠ 'ગુજરાત' માં 'ગુપ્તાની નોંધપોથી' શરૂ થઇ તે કાળ સુધી હાસ્યરસના ક્ષેત્રમાં—ઉપર જણાવેલ ચારેય વ્યક્તિઓ સ્ફુટ હાસ્ય જ રેલાવતા એટલે સ્ફુટ હાસ્યરસના ક્ષેત્રમાં મસ્તફકીરના નામના સિક્કા પડતા, અને આજે એ જ વક્તૃત્વ કલાને લઇને ( અલબત, ઘણા જુદા પ્રકારની ) જેમ જ્યોતીન્દ્ર નિબંધ અને ભાષણના ક્ષેત્રમાં તાજ વગરના રાજા ગણાય છે—વાજબી રીતે ગણાય છે, તેમ તે વખતે મસ્તફકીર ગણાતા.

કદાવર દેહવાળા, અતિશય જાડા કાચના ચશ્માથી વિભુષિત મોટું મોં અને માથા ઉપર છેલ્લે છેલ્લે ગઝલ સમ્રાટ શયદાની ટોપીની બિચારાની ઊંચાઇની હરીફાઇમાં ઊતરે તેવી ઊંચી ટોપીવાળા મસ્તફકીર કોઇપણ સામા માણસને પ્રસન્ન કરી દે તેવી નિખાલસતા, સ્નેહ અને નિર્દોષ હાસ્યથી ભર્યું ભર્યું માનસ ધરાવતા હતા, સાધારણ વાર્તાલાપમાં પણ ઠીક ઠીક હાસ્ય જમાવી શકતા હતા અને તે

જમાનામાં અગ્રેજી અને અમેરિકન લગભગ બધા જ હાસ્યકારોના અચ્છા અભ્યાસી હતા

પરંતુ, ઘણા હાસ્યકારોના જીવનમા બનતું આવ્યુ છે તેમ તેમનું આંતરજીવન દુખી હતું કાઇ કાઇ દુઃખો–જેમાં આર્થિક મુશ્કેલીનું દુઃખ પણ મોટું હતુ–તેમણે પચાવ્યા હતા, અને એ પચાવવાના અનેક ઉપાયો કરવામાં તેમણે પોતાની પહાડ જેવી કાયા નિર્બળ કરી નાખી હતી.

લેખકોમા અમુક વર્ગ એવો છે કે જે બીજાએ આપેલ વસ્તુ ભાગ્યે જ પોતાના ઉપયોગમા લઈ શકે છે કેટલાક બીજાએ સૂચવેલ વસ્તુ તરત જ પોતાના દૃષ્ટિકોણમાં આંતરી લઇને તે ઉપર સર્જન કરી શકે છે મસ્તફકીર આ બીજા વર્ગના પ્રતિનિધિ હતા. મુનશીજીના તે વખતના દરબારમાં તેઓ અમને બધાયને ‘વસ્તુ ની ભેટ ઉદારતાથી આપ્યા જતા હતા, તેનો સૌથી વધારે લાભ લેનાર આપણા મસ્તફકીર અને બટુભાઇ ઉમરવાડીયા. રફેલ સેબાટિની (Raphael sebatini)ની કૃતિઓ ઉમરવાડિયાને આપનાર મુનશીજી.

પણ રાજાઓ તો આવવાના અને જવાના. ‘આવ્યા–ગયા’ જ થયા કરવાના. ‘વીસમી સદી’ વિરમી ગયું. ‘ગુજરાત’ કાળના પડખામા ગેબ થઇ ગયું મસ્તફકીરની પીઠ થાબડી તેમની કને ઉચ્ચકક્ષાના લેખો લખાવનાર કોઈ રહ્યુ નહિ અને સાંસારિક મુશ્કેલીઓની ભીસ દિનપ્રતિદિન વધુ ને વધુ આકરી થતી ગઇ. ઠેઠ સુધી મસ્તફકીરે કલમ ચલાવ્ય જ કરી અને લેખનના વ્યાસનીઓ પોતાનું વ્યસન તો ન જ છોડે ને! પણ એમની લેખનીમાથી અસલની જ્યોત ચાલી ગઇ. કલાકારની કલા ઝાંખી પડી ગઇ. રહી માત્ર વરસોની રિયાઝ.

સ્વ શામળદાસના પ્રમુખપણા નીચે મસ્તફકીર માટે એક ‘પર્સ’ એકઠી કરવાના પ્રયાસ અર્ધ ઉત્સાહથી થયા પણ પરિણામ કશું આવ્યું નહિ. અને હવે તો એની એ ફકીરને જરૂર પણ રહી નહિ!

કોઇ કોઇ વાર સાંતાક્રુઝ મારે ત્યાં એ આવી ચઢતા. છેલ્લી માંદગી પહેલાં થોડા દિવસ અગાઉ જ એ આવી ગયેલા. કોઇ વાર વિદ્યાભવનમા કાર્યક્રમો હોય ત્યારે એ મળી જતા તે વખતે વૃદ્ધા-

વરચા અને તેને અંતે આવનાર મૃત્યુના ઓળાએ એમને આવરી લીધા હતા.

છૂટે હાથે લખાયેલ એમની કૃતિઓમા ચૂંટણી કરીને એકાદ બે સમભાવી સાક્ષરો એક દળદાર સરસ ગ્રન્થ પ્રસિદ્ધ થાય એ માટે કોશિષ કરે તો જ મસ્તફકીરને આપણે સાચું તર્પણ આપ્યું ગણાય.

ઓલિયા જોશી, છોટાલાલ જાગીરદાર અને મસ્તફકીર એ ત્રણે હાસ્યકારોના લખાણોમાંથી નવનીત તારવી લઈ ત્રણ ગ્રન્થો કોઇ સંસ્થા અથવા તો કોઇ પુસ્તક પ્રકાશક પ્રસિધ્ધ કરે–અધિકારી લેખક પાસે એની પ્રસ્તાવના લખાવીને–તો જ એ જમાનાના આપણા સમાજનું હાસ્યકારી દૃષ્ટિથી થયેલ સાચું દર્શન અત્યારના અને ભવિષ્યના વાચકોને મળી રહે. બાકી તો એકે ગાયું છે તેમ–મસ્તફકીર અને એમના જેવા હાસ્યકારોને આટલો જ સધિયારો રહ્યો:–

પયગામ મુજને આવશે
ઓલાવવા કેં મૃત્યુનો,
વિચાર આ મમ હૃદયને
સંતોષશે જાણું ખરો.
"અર્પી દીધું મુજ હાસ્યને
દુઃખો ખલકના ટાળવા,
હૈયાં મહીં છુપાવીને
આંસુ ખરાં મુજ જીગરનાં!" ★

---

[ અનુસંધાન પાના ૬૫ થી ]

નાણાવટી હસ્પિતાલમાં એમને લઇ જવામાં આવ્યા. એ વખતે એમણે કહ્યું. " સ્મશાન અહીંથી સાવ પાસે છે..." ને કોઇએ ઉમેર્યું: "હા, પારલાના સ્મશાનમાં ફૂલો હસે છે. ફકીર"

આ ભયાનક માંદગીમાંથી યે બેઠા થયા, ફરી બહાર આવ્યા, ફરી 'મુંબઈ, સમાચારા' ની ઑફિસે જવા માંડયા.. ને એમણે મુંબઇ, છોડયું. ગયા તે ગયા જ...મુંબઇ આવ્યા એમના મૃત્યુના સમાચાર.

ત્યારે ગુજરાતના, હાસ્યરસના આ 'દજારદારે' મિત્રોને રડાવ્યા. ★

# ફકીરની મસ્તી

જિતુભાઈ મહેતા

રાતના અંધારાની વાત જતી કરો, પણ, હૃદયમાં અંધકાર છવાય છે ત્યારે માનવી એમાંથી ઉગરવા ફાંફા મારે છે એને યાદ કરો એવા અંધારામાં વિનોદ બત્તો કરી જાણે છે ટીખળ, રમૂજ, હાસ્યરસ, કટાક્ષ—આ બત્તોનું તેજ વધારે છે. જેવું હૃદય એવું એનુ અંધારુ ને જેવુ અંધારુ એવી એને માટેની બત્તી

ફિલસૂફને પણ વિનોદ વિના નથી ચાલ્યુ ને સામાન્ય સંસારી પણ રમૂજ વગર રહી નથી શકયો વિનોદના તેજ પ્રકટાવવા ખાતર કંઈક માનવીઓની આંખો બેચેનીથી લાલઘુમ બની ગઇ છે. અંગત નિશ્વાસોને ઢાંકીને, કોઇકે જગતને હાસ્યરસનો પ્યાલો ધર્યો છે. હરિરસ એકઠો કરવો હજુ સહેલો છે, પણ હાસ્યરસના ટીપા હાથ કરવા અઘરા છે.

વિદૂષક કયારેક પછાડી ખાઇને બીજાઓને હસાવે છે પોતાના ગાલ પર તમાચા ઝીલીને, એ પ્રેક્ષકોને ખડખડાટ હસાવે છે. સ્થુળ હાસ્યરસને પણ એનું પોતાનું સ્થાન હોય છે

અખબારો એનાં પાના પર નવાં નોખાં 'અંગો' રજૂ કરતાં, ત્યારે શેરબજારના પાડોશમાં દલાલ માર્ગ પરનાં એક મકાનમાં શ્રી. લોટવાળાનું અઠવાડિક 'પ્રજામિત્ર કેસરી' (જેની સાથે રાસ્તગોફ્તાર ભળી ગયું હતું) પ્રકટ થતું. એ અઠવાડિકના પહેલા પાના પર હાસ્યરસનું એક અંગ 'ખલકના ખેલ' રજૂ થતું. એના ખેલાડી હતા—મસ્તફકીર. શ્રી. છેલશંકર વ્યાસ એ અઠવાડિકના તંત્રી હતા. એ પત્રમાં હું જોડાયો ને મસ્તફકીર સાથે રોજ કલાકો ગાળવાની તક મળી. પણ દોસ્તી તો એમની સાથે આ પહેલાંયે હતી સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટના તેઓ ભત્રીજા થતા ને કવિ કાન્તના ઘરમાં હુ છોરું થઈને જ મહાલતો; એટલે મસ્તફકીરની પહેલી ઓળખાણ ત્યાં થઇ. ત્યાં અમારી વચ્ચે દોસ્તી બંધાઇ. અમારી વય વચ્ચે ઝાઝો ફરક હતો, પણ મસ્તફકીરને એ હકીકતે હેરાન કર્યા જ નહોતા.

'પ્રજામિત્ર કેસરી' ની કચેરીમાં માર્કસ અને લેનિનની ચર્ચાઓ ચગતી ને પાસેના શેરબજારમાં 'લીયા દીયા' ની રાડો ઉપસતી. પછી તો 'ખલકના ખેલ' મારે ખેલવા પડયા. મસ્તફકીર બીજાં પાનાં પર કલમ ચલાવી રહ્યા

વાચનનો એમને ગજબનાક શોખ. ઘણી વાર સાંજ પડે અમે 'સેકન્ડ હેન્ડ' પુસ્તકોની દુકાને જઇએ. ઓલ્ડ કસ્ટમ હાઉસના પાડોશમાં આવી એક દુકાન હતી. એક સાંજે અમે ત્યાં પહોચ્યા. જોન બોયરની 'ગ્રેટ હંગર' દીઠી. એ પુસ્તક મારા મિત્ર જયંતભાઇએ મને વાંચવા આપેલું. ઉમદા વાચન હતું. મસ્તફકીરે એ ચોપડી હાથમાં લીધી. એનો ભાવ પૂછયો. કિંમત જાહેર થઇ. અમે બંનેએ અમારાં ગજવાં તપાસી જોયાં પણ એટલું પરચુરણ હાથ લાગ્યું નહિ. મસ્તફકીરે નિશ્વાસ નાખ્યો: 'કાલે લઇ જશું.' દુકાનદાર ખોજા ગૃહસ્થ હતા મસ્તફકીરના લેખો એમણે વાંચ્યા હતા પણ ફકીરને એ ઓળખતા નહોતા...ને મેં કહ્યું: 'મસ્તફકીર આ ભાઇ આપણને આ પુસ્તક ઉધાર આપશે?"

મસ્તફકીરનું નામ સાંભળી દુકાનદાર ચોંકી ઉઠયા. એમણે આગળ આવી હાથ ધર્યો. 'અરે, ફકીર સાહેબ! આપની મુલાકાતનું માન... એલા એય, બે ગુલાબી ચા લાવ......'

# ફકીરની મસ્તી

**જિતુભાઈ મહેતા**

રાતના અંધારાની વાત જવી કરો; પણ, હૃદયમાં અંધકાર છવાય છે ત્યારે માનવી એમાથી ઉગરવા ફાંફાં મારે છે એને યાદ કરો. એવા અંધારામાં વિનોદ બત્તી કરી જાણે છે ટીખળ, રમૂજ, હાસ્યરસ, કટાક્ષ–આ બત્તાનું તેજ વધારે છે. જેવું હૃદય એવું એનું અંધારુ ને જેવું અંધારુ એવી એને માટેની બત્તી.

ફિલસૂફને પણ વિનોદ વિના નથી ચાલ્યું ને સામાન્ય સંસારી પણ રમૂજ વગર રહી નથી શકયો વિનોદના તેજ પ્રકટાવવા ખાતર કંઇક માનવીઓની આખો બેચેનીથી લાલઘુમ બની ગઇ છે. અંગત નિશ્વાસોને ઢાંકીને, કોઇક જગતને હાસ્યરસનો પ્યાલો ધર્યો છે. હરિરસ એકઠો કરવો હજુયે સહેલો છે, પણ હાસ્યરસનાં ટીપાં હાથ કરવાં અઘરાં છે.

વિદૂષક કયારેક પછાડી ખાઇને બીજાઓને હસાવે છે. પોતાના ગાલ પર તમાચા ઝીલીને, એ પ્રેક્ષકોને ખડખડાટ હસાવે છે. સ્થુળ હાસ્યરસને પણ એનું પોતાનું સ્થાન હોય છે.

કલમ લઇને કાગળદ્વારા હાસ્યરસ છલકાવનારાને વાચકો ભારે ચકાસે છે. વિનોદી કલમ સામે ઘણીવાર વાચકો વેરી થઇને બેસે છે: 'ના, અમે હસશું નહિ, ફાવે તેવી પછાડી તમે ખાવ.' ને ને તો યે કોઇ કલમ આવા 'વેરીઓને' વિનોદથી ઘેરી લ્યે છે. ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસના બાગમાં પ્રવેશ કરનારાઓ જૂજ જ રહ્યા છે. આ બાગનાં ફૂલો હસી જાણે છે પણ એ ખીલાવટ પાર પાડવી આકરી પડી જાય છે. એનું લાલનપાલન જીવનનાં નિરીક્ષણો, માનવોની સ્વાભાવિક ત્રુટિઓનો અભ્યાસ અને માણુસાઇની માગણી કરે છે. આ સામગ્રી અભ્યાસ માટેનો લાંબો સમય માગી લ્યે છે. અને એ પછી પણ વિનોદની બક્ષિસ ન મળી હોય તો આ અભ્યાસ એમ ને એમ હાસ્યરસ રેલાવી શકતો નથી.

આપણો મુલક જ્યારે અંગ્રેજોની ગુલામી ભોગવતો હતો, મુંબઇમાં હજી ટ્રામ અને વિકટોરીઆ ઘોડાગાડીનો જમાનો હતો. ગુજરાતી

અખબારો એના પાના પર નવા નોખા 'અંગો' રજૂ કરતા, ત્યારે ગેરમજારના પાડોશમા દલાલ માર્ગે પગના એક મકાનમા શ્રી સોગ વાગીનુ અઠવાડિક 'પ્રજામિત્ર કેસરી' (જેની સાથે રાસ્તગોફતાર ભળી ગયુ હતુ) પ્રગટ થતુ એ અઠવાડિકના પહેલા પાના પર હાસ્યરસનું એક અંગ 'ખનકના ખેલ' રજૂ થતું. એના ખેલાડી હતા—મસ્તફકીર. શ્રી ઉછરંગરાય વ્યાસ એ અઠવાડિકના તંત્રી હતા એ પત્રમા હુ જોડાયો ને મસ્તફકીર સાથે રોજ કલાકો ગાળવાની તક મળી પણ રૌમ્ની તો એમની સાથે આ પહેનાયે હતી સ્વ મણિશંકર રત્નજી ભટ્ટના તેઓ ભત્રીજા થતા ને કવિ કાન્તના ઘરમા હુ છોરુ થઈને જ મહાલતો, એટલે મસ્તફકીરની પહેલી ઓળખાણ ત્યા થઇ. ત્યા અમારી વચ્ચે દોસ્તી બધાઇ અમારી વય વચ્ચે ઝાઝો ફરક હતો પણ મસ્તફકીરને એ હકીકતે હેરાન કર્યા જ નહોતા.

'પ્રજામિત્ર કેસરી' ની કચેરીમા માર્ક્સ અને લેનિનની ચર્ચાઓ ચગતી ને પાસેના ગેરમજારમા 'લીલા દીવા' ની રાડો ઉપસતી પછી તો 'ખનકના ખેલ' માટે ખેલવા પડ્યા મસ્તફકીર બીજા પાના પર કલમ ચલાવી રહ્યા

વાચનનો એમને ગજબનાક શોખ ઘણી વાર સાંજ પડે અમે 'એમ્ન્ડ ઇન્ડ' પુસ્તકોની દુકાને જઇએ ઓલ્ડ કસ્ટમ હાઉસના પાડોશમા આવી એક દુકાન હતી એક સાંજે અમે ત્યા પહોંચ્યા જોન બોયરની 'ગ્રેટ હંગર' દીઠી એ પુસ્તક મારા મિત્ર જયંતભાઇએ મને વાચવા આપેલુ ઉમદા વાચન હતુ. મસ્તફકીરે એ ચોપડી હાથમા લીધી એનો ભાવ પૂછ્યો કિંમત જાહેર થઇ. અમે બનેએ અમારા ગજવા તપાસી જોયા પણ એટલુ પરચુરણ હાથ લાગ્યુ નહિ. મસ્તફકીરે નિશ્વાસ નાખ્યો 'કાલે લઇ જશુ.' દુકાનદાર ખોજા ગૃહસ્થ હતા મસ્તફકીરના લેખો એમણે વાચ્યા હતા પણ ફકીરને એ ઓળખતા નહોતા.. ને મે કહ્યુ: 'મસ્તફકીર આ ભાઇ આપણને આ પુસ્તક ઉધાર આપશે?"

મસ્તફકીરનુ નામ સાભળી દુકાનદાર ચોકી ઉઠ્યા એમણે આગળ આવી હાથ ધર્યો 'અરે, ફકીર સાહેબ! આપની મુલાકાતનુ માન... એવા એય, બે ગુલાબી ચા લાવ ...'

દુકાનદારે 'ગ્રેટ હંગર' ફકીરને ભેટ આપી. ખોજા ગૃહસ્થે 'વીસમી સદી' માં મસ્તફકીરના લેખો વાંચ્યા હતા. 'ખોડકું માથું' નામના ફકીરના લેખનો ઉલ્લેખ કરી એ દુકાનદાર ખૂબ હસવા માંડયા.

ત્યારે મને સમજાયું કે મસ્તફકીરનો ચાહક વર્ગ કોઇ એક કોમમા નહોતો. એટલુ જ નહિ પણ સામાન્ય સંસારીને ફકીરનો હાસ્યરસ તરબોળ કરી જાણતો એ હાસ્યરસ સ્થુળ હતો. પ્રસંગોના ગોટાળામાથી સ્ફૂર્જ વછૂટતી માણસના નવા નોખા સ્વભાવને પણ ફકીરની કલમ હાસ્યરસમાં પલાળતી, 'ગુંદરીયો'...જે માણસ મળવા આવે પછી તમારો પિછો છોડે જ નહિ. 'સાકરીયો'.. ...જે શબ્દે શબ્દે મીઠું બોલીને ત્રાસ આપે. 'જાંબુડીયો' જે વારે વારે જીભ બહાર લ બ્યા કરે ( જાણું ખાનારની જીભ રંગીન હોય છે ) 'તડતડીયો' ..કારણ વગર એકપક્ષી વાતો કરનારો. આવી 'ટાઇપ' ને મસ્તફકીરે ખૂબ બહેલાવી છે. જીવનમાથી આવા સ્વભાવના માણસો મળી આવતા. એટલે ફકીરનો હાસ્યરસ માણવા માટે વાચકના મગજ પર બુદ્ધિનો કોઈ કરવેરો લાદવામાં આવતો નહિ. આને લઈને આમ-જનતામાં એમનો હાસ્યરસ જમાવટ કરી ગયો.

મસ્તફકીરની નજર ફૂદતી રહેતી. ધનિકની સાથે વાત કરતા હોય ત્યારે ધનિકનાં ગરીબ દિલની એ મનમાં નોંધ કરતા. પરોપકાર કરનારા કોઇ શ્રીમંતના અવાજમાંથી મસ્તફકીરને એ પરોપકારીના મનમાં ઝમકતી પોતાનાં નામની તપતી કળાતી. એટલે, માનવસ્વ-ભાવનો એમણે અભ્યાસ કર્યો. આસપાસના માનવીઓમાંથી રઝળુ પાસે પણ એમનો હાસ્યરસ જતો. ઘરવાળા પાસે પણ એમનું નિરી-ક્ષણ દોડી જતું. નેતાનું પ્રવચન સાંભળતાં સાંભળતાં એમને ટીખળ જડતું તો પાસેના મિત્રોને એનો લાભ આપતા. હાસ્યરસના યાત્રિકનું આવું વલણ હોય તો જ એની દષ્ટિ બહોળી રહી શકે.

પચ્ચીસ વરસ પહેલાં, 'પ્રજામિત્ર કેસરી' ની કચેરીમાં મસ્તફકીરનો સથવારો થયો, એ સથવારો કામબદલીને કારણે થોડો પાતળો પડયો પણ અમારો સંપર્ક તો ઠેઠ લગી રહ્યો. રસ્તામાં મળે તો વાતો વગર છૂટા પડીએ નહિ. એ વાતમા વ્યક્તિ કરતાં વિષય વધુ વહેતા, એનું મને બરાબર સ્મરણ છે.

'વીસમી સદી' મા એમની કલમ હાસ્યરસ વહેતો કરવા ઉપડી, એ કલમ રોકાણી જ નહિ કારણ કે કલમ પર જ એમનું ઘર ચાલતુ અખબારની કચેરી, સામયિકોના પાના મસ્તફકીરની કલમ એના પર દોડતી જ હોય એમના પુસ્તકો પણ પ્રસિદ્ધ થયા છે એના પર નજર કરશો એને સમજાશે કે એમના હાસ્યરસમા કડવાશ ભળતી નહોતી એમણે પુસ્તકો લખ્યુ છે, ક્યાંક વેર ઉતારી છે પણ એમની પાસે વિનોદની જે શક્તિ હતી એના ચમકારા ભુલાય તેવા નથી

જિન્દગીના બધા જ વરસામા, કલમને સાથે રાખીને એ ઝઝૂમ્યા અર્થમગ્નને હસાવવાનુ કામ વસમુ હતુ આરામ એમના પર છવાયો નહિ એમના સયોગો હાસ્યરસની પ્રેરણા પીગળાવે તેવા નહોતા, તોપ એ ડગ્યા નહિ એ હાર્યા નહિ આર્થિક વાદળને વીખેરવા એમણે કલમ જ અજમાવી ને એમનુ ઘર કલમથી જ ચાલ્યુ મધ્યમવર્ગના માનવીની જિન્દગાની જ એ જીવ્યા પૈસાની તગી એમને માટે રોજની બની ગઈ પણ ગુજરાતે એમને 'હાસ્યરસના કીમિયાગર' કહ્યા ને એ 'છબારો એમણે મોળો પડવા દીધો નહિ

જનતાને રીઝવવા એમણે રમૂજની ક્ષાને વહાની કરી જનતાના સાથ વિના લેખક પ્રિય કેમ બને? એમના પ્રેમીઓ ફેરીયાઓ હતા, નાના દુકાનદારો હતા પનરુ ટીપનાર વડેરાય હતો આ મિત્રદરો મસ્તફકીરને ક્યારેક મિજબાની માટે ખેચી જતા એ મિજબાની એમને ગરમાગરમ ચા પાઉ અને કડક પાન

હાસ્યરસ સિવાયના સાહિત્યનો પણ એમને ભારે શોખ હતો જગતસાહિત્ય વાચવાના ભારે કોડ હતા રસ્તામા એમને મળો, કોઈને કોઈ અગ્રેજી ભાષાની ચોપડી એમના હાથમા હોય જ

થોડા સમય પહેલા એમના પર ગભીર માદગીએ હૂમલો કર્યો હરકિસનદાસ ઇસ્પિતાલમા એ ગયા બચવાની કોઈ આશા નહોતી એ માદગીમા એમની મુલાકાત થઈ ત્યારે એમણે એમની પીડાની એક વાત કરી નહિ એમનો ચહેરો હસતો જ રહ્યો એમાથી એ ઉગર્યા ફરી હરતા ફરતા થયા ફરી માદા પડ્યા ત્રિને–પાછ ફેની

[ અનુસધાન ૬૧ મે પાને ]

# લાપરવા મસ્તફકીર

રામુ ઠક્કર

'મસ્ત ફકીર'' એ નામ જ બતાવી આપે છે કે એવુ તખલ્લુસ ધારણ કરનાર આદમી કોઇ ખરેખર વિચિત્ર આદમી હોવો જોઇએ અને મસ્તફકીર ભારે વિચિત્ર આદમી હતા એ તો એના પરિચયમા આવેલ હરકોઇ વ્યકિત કહી શકશે એમની એ વિચિત્રતા તરેહ-તરેહની વેદનાઓમાથી જન્મેલી અને વેદનાઓ વડે પોષાયલી હતી એ વેદનાઓ એવી હતી કે કોઇ પણ સામાન્ય માણસ એનાથી હારી થઇ જાય, હારી જાય, તોબા પોકારી ઉઠે મસ્તફકીરે એ વેદનાઓને હસીને હળવી બનાવવાનો પ્રયત્ન કર્યો અને તે પ્રયત્નની સફલતામા મસ્તફકીરના જીવનનો સઘળો સાર આવી જાય છે

સાહિત્યની પ્રસાદી વડે શ્રીમત પણ પૈસે ટકે ગરીબ એવા કુટુબમા જન્મેલા મસ્તફકીરને લગભગ આજીવન ગરીબી જ સેવ્યા કરવી પડેલી ''શ્રી અને સરસ્વતીને અનાદિકાળનુ વેર છે'', ''સરસ્વતીના ઉપાસકો પ્રત્યે લક્ષ્મી હમેશા નારાજ રહે છે'' એવા એવા દિલાસાઓ આપણે ખાસ કરીને આપણા ગુજરાતી લેખકો, કવિઓ, પત્રકારો ઇત્યાદિ સાહિત્ય સેવકોના આશ્વાસન માટે શોધી કાઢેલા છે તેથી ગરીબ સાહિત્ય સેવકોને થોડુ આશ્વાસન રહેતુ હશે એટલુ જ પણ સાહિત્યની કદર કરવામા અને સાહિત્ય માટે ધન ખર્ચવામા દુનિયાભરમા સહુથી કગાલ અને સહુથી દરિદ્ર એવા ગુજરાતમાયે કેવલ સાહિત્યલેખનમ થી જ સારુ ધન કમાયલા એવા ગુજરાતીઓ પાકયા છે ખરા

મસ્તફકીર એ કક્ષાના સાહિત્યલેખક નહોતા એમણે લગભગ ૪૫ વરસ લગી તરેહ તરેહનુ સાહિત્ય લખ્યા કર્યું છતા એમાથી ઠીક ઠીક ગુજારો થઇ શકે તેના કરતા વધારે ધન કદી પેદા ન કરી શકયા અને તેમ છતા પણ એમની સ્વાભાવિક વિનોદવૃત્તિ વડે એમણે એ ગરીબીને મીઠી કરી લીધી હતી એટલુ જ નહી, પણ એમાથીયે રમુજ મેળવી લેતા શીખી લીધુ હતુ

મસ્તફકીરની સાહિત્ય સેવા, એમના લખેલા પુસ્તકો અને અખબારો માટેના અગણિત લેખો, એમની વિશિષ્ટ પ્રકારની રમુજી

વક્તૃત્વશક્તિ વગેરે લક્ષણો વિશે અન્ય લેખકોએ લખ્યું છે એટલે તેનું પુનરુચ્ચારણ હું નહીં કરું. એમના જીવનને વિશેની કેટલીક બીજી વાતો બીજા લેખકો લખી શકયા નથી તે જાણવા જેવી છે, હું એ જ લખીશ.

મસ્તફકીરની કક્ષાના માણુસોને શ્રીમંત થવાની વૃત્તિ સ્વાભાવિક રીતે હોતી જ નથી. બંગલો બંધાવવો, મોટર દોડાવવી, પત્ની કે સંતાનો માટે ઝવેરાત કે સોનારૂપાનાં ઘરેણા ખરીદવા, ભારે ફરનીચર કે રેશમ–મખમલનાં વસ્ત્રો પહેરવા એવી કોઈ તૃષ્ણાઓ એ કક્ષાએ પહોંચેલા માણસોમાં હોતી નથી અને મસ્તફકીરને પણ નહોતી. પણ સારું ભોજન, સારાં વસ્ત્રો, રહેવા માટે સોઇદાર ઘર, અને બીજાં કશાં માટે નહીં તો મનગમતાં પુસ્તકો ખરીદવા માટે થોડા ઘણા ફાજલ પૈસા એટલું તો એવાઓને પણ જોઇએ છે. મસ્તફકીરનેયે એટલું તો મળી રહેતું હતું, પણ નસીબની કોઇ ક્રૂરતાને કારણે એનો ઉપયોગ એ સરખી રીતે કરી શકયા નહોતા.

પોતાની આખી કારકીર્દીમાં મસ્તફકીર કદી બેકાર રહ્યા નહોતા. બધો વખત કોઇને કોઇ અખબારના તંત્રીમંડળ ઉપર એ કામ કરતા જ રહેતા. સાથે સાથે પુસ્તકો પણ લખતા. માસિકો, અઠવાડિકો વગેરે માટે લેખો પણ લખતા. પણ એ વખતે એવા લેખનમાથી કમાણી નજીવી જ મળતી. તોયે, વૈભવ ભોગવ્યા વિના છતાં બધી જરૂરીયાતો સારી પેઠે પૂરી પડી શકે તેટલી કમાણી એ હમેશાં મેળવી લેતા.

પરંતુ પૈસાનો ખર્ચ કરવામાં એ ભારે બેપરવા આદમી. ભવિષ્યમાં કોઇ વેળા પૈસાની જરૂર પડશે, માટે થોડા ઘણા પૈસા બચાવતા રહેવું એ સબક તેઓ કદી શીખ્યા નહોતા. યુવાનીના વર્ષોમાં કમાણીનો ઘણો ભાગ એ શરાબમાં ખરચી નાખતા જીવનમા એમને બે શોખ હતા—શરાબનો અને પુસ્તકોનો. ઘણા વર્ષો લગી મસ્તફકીરની ઘણી ખરી આવક આ બે શોખ પુરવામાં તણાઇ જતી. એણે કોથળા જેવા ડગલા પહેર્યા ને ગુણપાટ જેવા ધોતીયા પહેર્યાં તે એટલાં માટે કે વસ્ત્રો પાછળ પણ એછામાં ઓછું ખર્ચ કરીને પુસ્તકો ખરીદના અને શરાબ પીવે.

સુભાગ્યે શરાબનું વ્યસન એમની થોડા વર્ષ પહેલાની એક ગંભીર બિમારી પછી છુટી ગયું હતું. ને તે પછી દારૂબંધીનો કાયદો થતા શરાબ મેળવવામાં જે મુશ્કેલીઓ વેઠવી પડે છે ને જે ખર્ચ કરવું પડે છે તે બેઉને માટે તેમની તાકાત રહી નહોતી એથી એમના ઘણા પૈસા બચી જતા, પણ પુસ્તકો ખરીદવા પાછળનું ખર્ચ તો ચાલુ જ હતું.

સર–અવસરે એને મદદ કરનારા મિત્રો અને શુભેચ્છકો મળી જતા તેથી એમનો વ્યવહાર રૂડી રીતે ગબડયે જતો હતો, પણ અંદરખાનેથી એમનું જીવન બહુ દુખી હતું. એમના એ દુઃખોની વાત એ જેને તેને કરતા નહીં. મારા જેવા તેમના બે ચાર ગણ્યા-ગાંઠયા અતિ નિકટના મિત્રો જ એ જાણતા બીજાઓ પાસે તો મસ્તફકીર 'કુછ પરવા નહીં'ની વૃત્તિ રાખીને સદા હસતું જ મ્હોં રાખતા.

એ આંતરજીવન–ગૃહજીવનની વિષમતાએ એમની જીંદગીનાં છેલ્લા વર્ષો દુઃખી દુખી કરી નાખ્યાં. વધતી જતી ઉમર, ઉપરા ઉપરની બિમારીઓથી ભાંગી ગયેલું શરીર અને નિરાશાજનક દેખાતા ભાવિની વચ્ચે એમની લેખનશક્તિ પણ છેલ્લાં છેલ્લા વરસોમાં મંદ પડવા લાગી હતી એમની બધી જ કમાણી વિચિત્ર રીતે વેડફાઇ જાય ને એમને પોતાની ખીસાખરચી માટે પણ મિત્રો પાસેથી નાની નાની રકમો "ઉછીની" લેવી પડે એવી વિચિત્ર દશામાં એ બિચારા મુકાઇ ગયા હતા. એ દશાની અસર એમની કલમ પર દેખાવા લાગી હતી યુવાનીના કાળમાં જ્યારે જીવન નચિંત હતું ને પૈસાની કમાણી મોટી નહી છતાં પુરતી હતી ત્યારે "વીસમી સદી"ના પાનાંઓ ઉપર મસ્તફકીરની કલમની જે ઝલક દેખાતી હતી તેવી ઉત્તરાવસ્થામાં ન રહી તેનું કારણ એ જ હતું કે કેટલીક કૌટુંબિક મુશ્કેલીઓએ એનું સત્વ હરી લીધુ હતું. સારૂં લેખન કરવા માટે મનની જે શાંતિ અને સ્વસ્થતા જોઇએ તે એમને મળતી નહોતી

એમના જીવનના એ છેલ્લાં વરસોમાં અમારો સંબંધ અગાઉના કરતાયે વધારે ગાઢ બનેલો મારા જેટલો જ ગાઢ સંબંધ માગ ઇષ્ટ

મિત્ર શ્રી. ઉછેનભાઈ (નખ્યાત ધારાશાસ્ત્રી છેનશંકર વ્યાસ) ને એમની સાથે હતો. મસ્તફકીરની આર્થિક વિટંબણાઓનો હમેશને માટે અંત આવે એ હેતુથી શ્રી ઉછેનભાઈએ મસ્તફકીરની જીન્દગીના ૬૦ મે વરસે તેમનો ડિંક મહોત્સવ કે ષષ્ઠીપૂર્તિ જેવો કોઈ ઉત્સવ કરીને તેમને માટે એક સારી જેવી રકમની થેલી એનાયત કરવાની એક યોજના ઘડી કાઢી. એ યોજનામાં અનેક મિત્રો, પ્રસિદ્ધ સાક્ષરો, શ્રીમંત નાગરિકો, પત્રકારો, વગેરેએ સહાનુભૂતિ બતાવી ' આ કાર્ય થવું જ જોઈએ ' એવું એ બધા કહેતા ગયા. એ માટે અમે બે ત્રણ સભાઓ ભરી. સમિતિઓ નીમી, ભાષણો કર્યા, સાહિત્ય છપાવ્યું.

પણ જ્યારે સાથેસાથ પૈસા ભરવાની વાત આવી ત્યારે કોઈ આગળ આવ્યું નહીં. પૈસા આપવા તો કોઈ ન આવ્યું, પણ ઉપર નામનામાંયે કોઈએ સાથ ન આપ્યો. દિવસના ૨૪માંથી ૧૬ કલાક કામમાં ગુંથાયેલા રહેનારા શ્રી ઉછેનભાઈ અને હું મહા કષ્ટે પણ સમય કાઢીને એ માટે દોડદોડ કરી આવ્યા. સહુએ શબ્દોથી મીઠી વાત કરી—કોઈએ પૈસા આપ્યા નહીં. એ પછી અમને સખેદ પ્રતીતિ થઈ ગઈ કે આ પ્રયત્ન સફળ થાય તેમ નથી, અને અમે એ પડતો મૂક્યો.

મસ્તફકીરની કુટુંબવત્સલતા બહુ જોરાવર હતી અને તેને કારણે એને પોતાના જીવનના ઉત્તરાર્ધમાં ઘણું કષ્ટ અને ઘણી ગરીબી વેઠવી પડેલી. પણ એમાંયે એણે સદા સંતોષ માન્યો હતો.

મૃત્યુ અનિવાર્ય છે અને મૃત્યુનું દુઃખ જનારને નથી—ફક્ત પાછળ રહેનારાઓને જ વેઠવું પડે છે એ સનાતન સત્ય સમજીને વિચાર કરીએ તો મૃત્યુએ મસ્તફકીરને દુઃખમય જીવનમાંથી મુક્ત કર્યા છે એમ કહેવું ખોટું નથી. આજે એ જે લોકમાં છે ત્યાં અહીં હતા તે કરતા ઘણા વધારે સુખી છે એ વિશે મને સંદેહ નથી. એમનું સ્થૂળ શરીર કષ્ટનો બોજો સહન કરી શકે તેવું રહ્યું નહોતું અને અંદરના શરીરો જાતજાતના ત્રાસથી હારેલું થઈ ગયા હતા. આજે એમાંથી મુક્ત થઈને અનંતલોકમાં મસ્તફકીર સાહિત્ય, સંગીત અને કલાનો નચિંત આહ્લાદ ભોગવે છે એ મારી દૃઢ માન્યતા છે.

એમનું એ સુખ દીર્ઘજીવી રહો!

★

# મોજીલા મસ્તફકીર

જ્યોતીન્દ્ર દવે

વીસમી સદી દ્વારા સ્વ હાજી મહમદે અત્યારે ખ્યાતનામ બની ચૂકેલા કેટલાય લેખકોને જનમ પક તા ર્યા એમ કહીએ તો ચાલે. શ્રી કનૈયાલાલ મુનશીથી માંડી છોગાલાલ જાગીરદાર સુધીના કેટલાયે લેખકોને એમણે ગુજરાત સમક્ષ પહેલવહેલા રજૂ કર્યા એમા મસ્તફકીરનુ નામ પણ ગણાવી શકાય વીસમી સદી અને તે પછી જાણે તેની રાખમાંથી નવજીવન પામીને પ્રકટ્યુ હોય તેવુ 'ગુજરાત,' એ બે માસિકો દ્વારા ગુજરાતને મસ્તફકીરનો પરિચય થયો આ બે માસિકો ન હોત તો મસ્તફકીરની લખન પ્રવૃત્તિ આરંભાઈ જ ન હોત એમ તો ન કહી શકાય, પણ જેટલી સહેલાઈથી એ ગુજરાતના સાહિત્યરસિક વર્ગમા હાસ્યકાર તરીકે જાણીતા થયા તેટલી સહેલાઈથી કદાચ ન થયા હોત તેમ જ જે ઉત્કૃષ્ટ કોટિના લેખો એમની તરફથી મળ્યા તે પણ એટલી સખ્યામા કદાચ ન મળ્યા હોત એમ કહી શકાય

આપણે ત્યા હાસ્યનુ સાહિત્ય પ્રમાણમા બહુ ઓછુ ખેડાયુ છે રમણભાઈએ 'ભદ્રંભદ્ર' તથા 'હાસ્યમંદિર' દ્વારા ગુજરાતને અટ્ટહાસ્ય પ્રેરે એવી સામગ્રી આપી પરંતુ એમના પછી લાબા વખત સુધી એવા પ્રકારનુ સાહિત્ય વણખેડાયેલુ જ રહ્યુ એમનો ઝંડો ધનસુખલાલે ઉપાડી લીધો એ સાચુ, પરતુ ધનસુખલાલની કૃતિઓ એમના કરતા જુદા પ્રકારની હતી જેને મુક્ત અથવા સ્થુળ હાસ્ય કહેવામા આવે છે એવા પ્રકારની રચના ધનસુખલાલે ઝાઝી કરી નથી રમણભાઈએ અધૂરુ મૂકેલુ કાર્ય મસ્તફકીરે ઉપાડી લીધુ

'વીસમી સદી' દ્વારા મુનશીને ('ઘનશ્યામ' ને નામે) નવલકથાકાર તરીકે અપૂર્વ લોકપ્રિયતા પ્રાપ્ત થઇ તેમ હાસ્યકાર તરીકે મસ્તફકીર પણ સૌથી વધુ લોકપ્રિય બન્યા 'વીસમી સદી' મા આવતા એમના લેખો વાચવા માટે લોકો હમેશા ઉત્કંઠ રહેતા 'વીસમી સદી' પછી 'ગુજરાત' નુ આગમન થયુ, અને તેમા પણ મસ્તફકીરની કલમ પહેલા જેટલી જ સફળતાથી પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી શકી

'મસ્તફકીરની મસ્તી' એ એમનો પહેલો પ્રસિદ્ધ થયેલો ગ્રથ

છે. કલાનુક્રમે જેમ એ પહેલો છે તેમ ગુણવત્તાની દૃષ્ટિએ પણ પહેલો જ છે. 'પાપાનગરના પોચા,' 'ઓડદું માથું' 'સૌભાગ્ય સુન્દરી.' 'એ શું હતું,?' 'મગ કાકાનો કાકાકૌઓ' ઇત્યાદી એમા પ્રકટ થયેલા લેખો એમની ઉત્તમોત્તમ કૃતિઓ તરીકે ગણાવી શકાય એવા છે. ત્યારપછી એમના બીજા ઘણા ગ્રંથો પ્રસિદ્ધ થયા છે, પરતુ, સમગ્ર દૃષ્ટિએ જોતાં, એમાનો એકે ગ્રથ આ પુસ્તકને ઝાખું પાડે એવો બન્યો નથી એ નોધપાત્ર છે.

હાસ્યરસની નિષ્પત્તિ માટે એમણે આપણા જીવનમાં બનતા બનાવોને પોતાના વિષય તરીકે સ્વીકાર્યા છે, મનુષ્યની સ્વભાવિક નબળાઇઓ પ્રત્યે કટાક્ષ કર્યા છે, રાજકીય વિષયો પર હળવે હાથે કલમ ચલાવી છે. પરંતુ પ્રસંગોની વિચિત્રતા અને ઘટનાઓની વિસંગતિને મુખ્ય વિષય બનાવી લખેલા લેખોમા એ જેટલા સફળ થયા છે તેટલા અન્ય પ્રકારના લેખોમા થઇ શકયા નથી. અટ્ટહાસ્ય પ્રેરે એવા લેખો લખનામા રમણભાઇ પછી એમના જેટલી સફળતા બીજા કોઇએ ભાગ્યે જ મેળવી હશે.

'ચલતી હય, હોતી હય.' 'પડશે તેવા દેવાશે' એમ માનનારા, ઉદ્યોગ કરતાં આરામને વધારે આવકારનારા, લેખન કરતાં વાંચન પ્રત્યે વધારે અભિરુચિ ધરાવનારા મસ્તફકીરને પત્રકારત્વના ધંધામાં પડવું પડ્યું. આથી લાભ અને નુકસાન બંને થયાં. લાભ, એમની લેખન પ્રવૃત્તિ છેવટ સુધી ચાલુ રહી, અથવા એમને ચાલુ રાખવી પડી તે. નુકસાન, ગમે તે રીતે પાનાં ભરવા જ જોઇએ, અને અમુક સમય પહેલાં લખાણ પૂરું કરી આપવું જ જોઈએ એ કારણે ગુણવત્તા પ્રત્યે ઉદાસીનતા ધારણ કરવી પડી તે.

હાસ્યરસના એ જેવા કુશળ લેખક હતા તેવા જ કુશળ વક્તા પણ હતા. એક જમાનામાં મસ્તફકીરના વાંચનારાઓની પેઠે શ્રોતાઓની સંખ્યા પણ સારા પ્રમાણમાં રહેતી. એ વિદ્વાન નહોતા, પણ વિદ્વત્તાની કદર કરી શકતા. એટલું જ નહિ, એમના લખાણ પરથી ભાગ્યે જ સમજાય એવી બહુશ્રુતતા પણ એમણે આપણા તેમ જ પશ્ચિમના સાહિત્યના વિશાળ વાંચન વડે મેળવી હતી. પુસ્તકોનો એમને ખૂબ જ શોખ હતો. નવાં પુસ્તકો વસાવવા જેવી આર્થિક

સ્થાન એમની નહોતી. પરંતુ 'સેકન્ડહેન્ડ' પુસ્તકો જ્યાંથી મળે ત્યાંથી મેળવીને એ વસાવતા. મુંબઇમા કોને ત્યાં કયા લેખકના 'સેકન્ડ હેન્ડ' પુસ્તકો મળી શકે એમ છે એ વિશેનું એમનું જ્ઞાન પ્રમાણભૂત ગણી શકાય તેવું હતું.

મોજીલા ને મળતાવડા સ્વભાવને કારણે એમણે વિશાળ મિત્ર-મંડળ ઊભું કર્યું હતું. સમવયસ્કો સાથે જ નહિ, પણ પોતાનાથી ઘણી નાની વયના સાથે પણ એ મિત્ર તરીકે જ વર્તતા. હિન્દુ મુસ્લીમ, પારસી બધા જ વર્ગમા એમના સ્નેહીઓ ને મિત્રો હતા પત્રકારત્વના ધંધામા પહેલા નાનામોટા લેખકોથી માંડી બીડી બજારના પાનવાળા પણ, 'આવો ફકીર કાકા!' કહીને મસ્તફકીરને સસ્મિત આવકાર આપતા. અંગ્રેજીમા જેને 'બોહીમીયન' કહે છે તેવા લહેરી સ્વભાવના એ હતા.

ઉત્તર વયમા એમને તન, મન ને ધનની અનેક વ્યાધિ, આધિ, ઉપાધિ સહેવી પડી હતી. શરીરે એ નિર્બળ થઇ ગયા હતા. શારીરિક તેમ જ માનસિક આરામની એમને અત્યંત જરૂર હતી. છતાં આર્થિક સંજોગોને કારણે એમને છેવટ સુધી કલમનો ઘસડબોરો ચાલુ રાખવો પડયો હતો. આમ છતા એમણે પોતાના મુખ પરનું હાસ્ય કદી કરમાવા દીધું નહિ प्राप्तं प्राप्तमुपासीत–જે જે આવી પડે તે આનન્દથી ભોગવી લે એવી વૃત્તિથી એમણે જે જે માથે પડયું તે બધું, મનને કલુષિત થવા દીધા વિના, ફરિયાદ કર્યા વિના ઉપાડી લીધું. કોઇ પણ વિષયમાં, જીવનમાં તેમજ સર્જનમાં, બહુ ઊંડા ઊતરવાની એમને ટેવ નહોતી, શક્તિ નહોતી એમ કહેવું એ એમને અન્યાય કરવા બરાબર છે એ તેમના પરિચયમાં આવેલા કહી શકે એમ છે. સાહિત્યની એ સૂક્ષ્મતાપૂર્વક વિવેચના કરી શકતા, માનવ હ્રદયના ઊંડાણમાં રહેલા ભાવોનું પૃથક્કરણ પણ કરી શકતા, એ એમના નિકટના પરિચયમાં આવનાર જાણે છે. પરંતુ એમને સ્વભાવે જ એવું કશું ગમતું નહિ. बहुजन हिताय बहुजन सुखाय એ સૂત્ર ને જાણે પોતાના આદર્શસ્થાને રાખ્યું હતું અને ઊંડાણ ને તલસ્પર્શતાને સ્થાને એણે બહુલતા, વિપુલતાનો

પાના ]

કે કે લાલા

મસ્તફકીર સાથેની મારી ઓળખાણ દસ વરસ જેટલી જૂની એને માટે 'ઓળખાણ' શબ્દ વાપરવો બરાબર નથી કારણ કે માત્ર ઓળખાણ જ હોત તો હું એમની જોડે જેટલી 'છૂટછાટ' લઇ શક્યો એ શક્ય ન બનત કોઇને એ પ્રશ્ન થાય એ સ્વાભાવિક છે કે મસ્તફકીર સાથે વળી શુ 'છૂટ' લેવાની હોય? પણ કેટલીક વ્યક્તિઓને વયના બંધન કદી સ્પર્શતા જ નથી તેઓ વયમા મારાથી ઘણા મોટા—અમે સૌ એમને કાકા'ના માનવાચક સબોધનથી જ બોલાવતા, છતા તેમણે અમને સૌને સદા સમવયસ્કો તરીકે જ ગણ્યા ઉમરના અતરે અમારી આત્મીયતામા કદી અતર નાખ્યુ જ નહિ

મુબઇ સમાચાર' દૈનિકમા અમે સહકાર્યકરો રોજ રોજ ખભે ખભો મિલાવીને અમારે કામ કરવાનુ દિવસે નહિ તો રાતે અને રાતે નહિ તો દિવસે પણ સપ્તાહમા સાત નહિ તો છ દિવસ તો મળવાનુ થાય જ મળીયે ત્યારે એક સવાલ અચૂક પૂછાય કોઇ વાર તેઓ પૂછે તો કોઇ વાર હુ પણ ઘણુ ખરુ તો કાકા જ પૂછે, "કેમ ચા પાણીનુ શુ છે?" જો કે ઘણુ ખરુ તો ચા પાણીના આ પ્રશ્નના અનુસધાનમા અન્ય ખાદ્ય પદાર્થો જ મોટે ભાગે આવતા, જેમા ભજીયા અને ચટણી તો હોય જ ચા અને પાણી તો ગૌણ ચીજો બની જતી

આ ચટણી અને કાકા એ બનેની ગજબની બેણાદેણી હતી લગ્નના ગીત લગ્ન ટાણે જ ગવાય એમ ચટણી અમુક વેળા કે અમુક વાનગીની સાથે જ ખાઇ શકાય એવા કોઇ બધનમા એ મસ્ત આદમી જરા પણ માનતા નહિ તેઓ વ્યગમા પોતાની જાતને 'ચટણી સુધારક' કહેતા મે એમને ખારી બિસ્કીટ ઉપર કે માવા ગુલ્માના યા હાપુસ કેરીના કટકાઓ ઉપર ચટણી લગાવીને આરોગતા જોયા છે અરે સાદા પાણીમા લીબુ નીચોવીને તેમા ભજીયા સાથે આવેલી ચટણી મીલાવી તેઓ લીબુ-ચટણીનુ 'ભડકુ' બનાવીને

માટે સામગ્રી નીકળતી. એમાં બાળવાર્તાનાં પુસ્તકો હોય ને પાકશાસ્ત્રનાં પુસ્તકોયે હોય; પુરુષો માટે રસભરપુર વાર્તાની સામગ્રી નીકળે તો અભણ આદમી માટે ચિત્રોથી સભર સાહિત્ય પણ હોય. વળી સાક્ષરોને લાયક વિવેચનોનાં ગ્રંથોનો સમાવેશ પણ એ જ જાદુઈ થેલીમાં થતો. પોતાની કમાણીનો સારો એવો હિસ્સો મસ્તફકીરે આ શોખ પાછળ ખરચ્યો હતો. તેમનું જો સાચું સ્મારક કરવાનું કોઇને હૈયે વસે તો તેમણે એકઠાં કરેલા આ પુસ્તકો—જેમાના કેટલાયે અપ્રાપ્ય છે એ જાળવી રાખવાના સક્રિય પ્રયત્નો, એ સંગ્રહ વેરવાઈ જાય તે પહેલા તાત્કાલિક થવા ઘટે. એમના આત્માને શાંતિ ઇચ્છનારાઓ માટે આ એક કરવા જેવું કામ છે.

કાકાને સિનેમા કરતા નાટકનો વધુ શોખ હતો. ફીલ્મો તેઓ કવચિત જ જોતા અને ત્યારે એમના માનીતા અભિનેતા માટે તેઓ કહેતા કે "હું એનો જબરો પ્રશંસક છું." પણ જ્યારે માનિતી અભિનેત્રી માટે બોલવાનો પ્રસંગ આવે ત્યારે તો અચૂક કહેતા કે, "હું પેલી અભિનેત્રીનો ગજબનો આશક છું." અલબત્ત કોઇ અભિનેત્રી એમની 'માશુક' છે એમ તેઓ કદી બોલ્યા નહોતા.

કંઇ કેટલાયે સંસ્મરણો અમારા આ સાથી અમારા માટે મૂકતા ગયા છે. રોજ રોજ કંઇ નવી વાત લાવી અમને સૌને તેઓ હસાવતા. એમની વાતોમાં પણ જરૂર કંઇક નવી ફિસ્સુફી હોય જ. આવા પ્રયત્નોથી જીવનની ફિસ્સુફીભરી બાજુને તેઓ હમેશાં હળવી બનાવતા.

તેઓ હમેશાં 'રાતપાળી' કરતા. રાત્રે બારેક વાગ્યાને સુમારે અમારા અંગ્રેજી અખબાર 'બોમ્બે ક્રોનીકલ'ના પત્રકાર ભાઇઓ ચા પીવાની ઇચ્છા રાખતા હોય ત્યારે કાકાની કંઇક જુદી જ ફિલસૂફી હોય. તેઓ અમારા પટાવાળાને બોલાવે અને કહે કે, "જા, મારે માટે ઠંડા, બરફમાં મુકેલા કેળા લઇ આવ." અમારી ઑફીસની પડોશમાં એક ફ્રુટવાળાની દુકાન રાત્રે એક વાગ્યા સુધી ઉઘાડી રહે છે, અને ત્યાં 'આઇસબોક્સ'માં રાખેલા ફળો મળી શકે છે. આ ઠંડા કેળાં મસ્તફકીર રાતે બાર વાગે પણ આરોગતા. આવી નાની નાની વાતોમાં તેઓ ખૂબ લહેજત લઇ શકતા.

કાકા માટે ઘણું ઘણું લખી શકાય તેમ છે જો કોઇ એમ માનતુ હોય કે તેમણે માત્ર હાસ્યરસનુ જ સાહિત્ય જનતાને આપ્યુ છે તો એ માન્યતા ભૂલ ભરેલી છે તેમના અનેક લખાણોમા ઉચ્ચ પ્રકારની ફિલસૂફીની ઝાંખી થાય છે અંગત વાતચીતમા તેઓ અમને ખૂબ ધીર ગંભીર રીતે જીવનના અનેક સત્યો સમજાવતા રાજકારણ જેવા મહત્ત્વના વિષયો પણ તેઓ સફળતાપૂર્વક છેડી શકતા અને પોતાની અનોખી શૈલીની સજાવટથી તેને રસપ્રદ પણ બનાવી શકતા

એમની સાથે ગાળેલા દસ વરસ જીવનના યાદગાર વરસો બની રહેશે તેમના સંસ્મરણો જીવનમા હમેશા હળવી હવા ફેલાવવામા મદદગાર થશે એમા કોઇ શંકા નથી

તેઓ ખૂબ સાચા અર્થમા મસ્ત પણ હતા અને ફકીર પણ હતા મસ્તી તેમણે સૌને વહેંચી દીધી અને ફકીરી માટે કદી ફરિયાદ ન કરી

"ફોકરકા ફાકા કરે ઉસકા નામ ફકીર"

એ પંક્તિને તેમણે ખરેખર જીવી બતાવી અમારા એ સાથીની, એ વડીલની, એ 'કાકા'ની યાદમા અમારુ — સૌ સહકાર્યકર્તાઓનુ મસ્તક હમેશા આદરથી ઝૂકે છે 

---

[ અનુસંધાન પાના ૭૨ થી ]

જીવનના અનેક કડવા ઘૂંટડા ગળી ગળીને એણે ગુજરાતને વર્ષો સુધી—પોતાના અંતકાળ સુધી—હસતુ રાખવા પ્રયત્નો કર્યા છે ગુજરાતને, સાચે જ કહેવાનો એમને અધિકાર છે કે —

એકાદ અશ્રુ તુજ મે કદી હોય લૌહ્યુ,<br>
એકાદ અશ્રુ તણુ દાન જ યાચુ તો દૂ



શ્રી યશવંત મનાઈલાલ પંડ્યા

# યશવંત પંડ્યા—થોડાં સંસ્મરણો

ગુલાબદાસ બ્રોકર

આજે વર્ષો થઇ ગયા એ વાતને તો વીસેક વરસ. ત્યારે અમે તાજા તાજા વિલેપાર્લેમાં રહેવા આવ્યાં હતાં. અમારા મકાનનો ઉપરનો મજલો ખાલી હતો. કોઇ સરસ પડોશી આવે તો સારુ એવું અમે પ્રાર્થી રહ્યાં હતાં. ત્યાં એક દિવસ અમારું ભાડું ઉઘરાવનાર મહેતાજીએ ખબર આપી કે અમારે માટે એક પડોશી નક્કી થઇ ગયા છે. અને થોડા દિવસમા જ રહેવા આવનાર છે. મે એમનું નામ પૂછ્યું, તો કહે:

"યશવંત પંડ્યા!"

"ખરેખર?" મેં આશ્ચર્યાનંદપૂર્વક પૂછ્યું

"કેમ તમે ઓળખો છો?"

"ઓળખતો તો નથી પણ નામ સાંભળ્યું છે, – જો એ જ માણસ હોય તો!"

ને નીકળ્યા એ એ જ માણસ – જેમનાં નાટકો વાંચીને મેં ખૂબ આનંદ મેળવ્યો હતો, જેમના ચબરાકી અને ચાલાકીભર્યા સરસ ગદ્ય ઉપર એ જમાનામા હુ ખુશખુશ રહેતો હતો તે જ નાટકકાર મૂર્તિ પણ કલ્પી હતી એથીયે સરસ નીકળી – મો ઉપર હાસ્ય પથરાયેલું, સરસ સિલાઇના કપડા પહેરેલા, ને ભરાવદાર કાયાને પણ એ તો જાણે કોઇ હળવું ફૂલ હોય એવી રીતે યૌવન-સુલભ તાજગીથી ઊંચકી રહેલા! હળી તો પળવારમાં ગયા. હું બે-મજાનો માણસ છુ એમ જાણ્યું ત્યારે મને રસ પડશે એમ ધારી વેપારની વાતો કરવા લાગ્યા મેં તેમના નાટકો વિશે વાત કરી ત્યારે વળી વધારે ખુશ થયા. આ માણસ વળી સાહિત્યમાં પણ રસ લે છે! લેખનના અને લેખકોના અનેક તુક્કાઓ તેમણે મને કહ્યા. અને અમે થોડા જ સમયમા મિત્રો બની ગયા.

ત્યારે હુ તાજો તાજો કંઇક લખતો થયો હતો, પણ તેમને તેની ખબર નહોતી મને એ ખબર આપવાનો સંકોચ થતો હતો અને

યશ આપે છે કારણ કે એવો મર્મભર્યો વિનોદ તો દરેક પ્રશ્નોરો કરી શકે એ એના લોહીમાં વણાઇ ગયો છે એ વાત કેને અંશે નમ્રતાની, નિખાલસતાની હશે ને કેને અંશે તથ્યના તાટસ્થ્યની હશે એ તો ખબર નથી, પણ આ બે પ્રશ્નોરાઓ–શ્રી રામનારાયણ પાઠક અને શ્રી યશવંત પંડ્યા તો એ વાતના પુરાવારૂપ હતા જ ને ત્રીજા એક પ્રશ્નોરા પણ તે શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી – પ્રખર વિદ્વાન ઇતિહાસકાર અને ગંભીર નિર્ણયોની જ ટીકા કરનારા પણ મર્મ અને વિનોદથી ભરપૂર

શ્રી રામનારાયણભાઇ યાદ આવતા એક પ્રસંગ યાદ આવી જાય છે ત્યારે "પ્યુપિ સ ઓન સ્કૂલ" નામની પારલાની શાળાનો જમાનો હતો ત્યારના તેના સાસ્કારિક અને સાસ્કૃતિક કાર્યક્રમોએ કદાચ અત્યારના એ જાતના કાર્યક્રમોની ઘાટી મુબઇની શાળાઓ માટે બાધી દીધી હશે એવા એક કાયક્રમમા અમે ગયા હતા પડ્યા હતા સ્નેહરશ્મિ હતા, પારલામા રહેતા અન્ય મિત્રો હતા શ્રી સ્નેહરશ્મિની તદ્દન તાજી ઓળખાણ થયેલી એ મને કહે, "બટુભાઇને (એને કે રા વિ પાઠકને) તમારી વાર્તાઓ ગમતી લાગે છે" હુ હસ્યો યશવંતભાઈ મારી સામે જોઈ રહ્યા, પછી સ્નેહરશ્મિને પૂછ્યુ, "કોની વાર્તાઓ ગમે છે?",

'આમની, કેમ?

"તે તમે વાર્તાઓ લખો છો, ને મને ખબર પણ નથી આપતા? મારી સામે તેઓ ક્યાં અનાજમા ઠપકા હતો ' હુ અહીં 'શરદ' માટે મહેનત કરી મરી જાઉ છુ અને તમે એવા ગોઠા જોયા કરો છો? મારે એક વાર્તા જોઇએ '

"પણ, યશવતભાઇ

"પણ બણ કશુ નહિ વાર્તા જોઇએ એને વાર્તા જોઇએ" કહી તે હસી પડ્યા, ને મૂઝાઈ ગયો

તાજો જ વાર્તા લખતો હતો ત્રણ ચાર માડ લખી હશે હજી તો ને 'શરદ'મા તો આપણા ખ્યાતનામ, સારામા સારા, સિદ્ધહસ્ત લેખકોની કૃતિઓ આવતાની હતી તે મેગેઝીનમાં યશવંતભાઈ કેવી

ખમર આપ્યા વિના એમની મૈત્રી માણવાની મજા આવતી મને સાહિત્યમા રસ છે, કંઇક સમજણ પણ કદાચ હશે, એ એ સમજી ગયેલા. એ તો થોડા વખતમા "શરદ"નો વાર્ષિક અ'ક કાઢવાની તૈયારી તેઓ કરવા લાગ્યા ત્યારે પોતાના ખ્યાલોની આખીયે સૃષ્ટિ મારી પાસે ખુલ્લી કરતા કયો લેખ કોની પાસે લખાવવો, કઇ કવિતા કોની પાસેથી લેવી, કોણ વાર્તા લખે, કોણ નાટક, રાજકારણમા તો રવિભાઇ જ કામ આવે, વગેરે અનેક વાતો અને યોજનાઓ! કાગળ કેવા લેવા, નિમંત્રણો તો સુન્દર કાગળ ઉપર સરસ છપાઇ કરીને મોકલીએ તો જ ખપ આવે, બધુ સરસ તો જોઇએ જ પણ સુઘડ પણ જોઇએ, અને એટલુ જ સભર! સ'પાદન આદર્શ કરવું હોય તો કેવી રીતે કરવુ જોઇએ એનો એમણે એ વરસ દરમિયાન પૂરો પાડેલો દાખલો હજી પણ હું ભૂલ્યો નથી નોકરી તો ત્યારે તેઓ "ઓફ્ષે લાઇફ"મા કરતા હતા, પણ "શરદ"ની તેમની આ નોકરી જ ખરી હતી છ મહિના પહેલાથી તૈયારી કર્યે રાખતા હતા અને પેલી નોકરી પછીની નવરાશની પળેપળ આ નોકરીમા ખરચી નાખતા. તેમને એ કામમા મજા આવતી, મને તેમની આ લગનીમાં મજા આવતી માન પણ થતું કેમકે એ બધો બોજો ભારે હતો છતાય એટલી જ હળવાશથી એ ઉપાડી લેતા, જેટલી હળવાશથી પોતાની ભરાવદાર કાયાને ઉપાડી લીધી હતી અને વાતોનો, જાત-જાતની ને રંગરંગની વ્યકિતઓ અને વસ્તુઓના હાર્દને પામી જઇ પડળોને ઉખેડી નાખતી વાતોનો, તો એ બધુ કરતા કરતાંયે જાણે ખજાનો ખૂલી જતો. અને એ ખજાનાના જાતજાતના દ્રવ્યોની વચ્ચે હાસ્યના મોતી તો ઠેકઠેકાણે પથરાતા જ જતા હોય અને એ હાસ્ય પણ ખુલ્લું ખડખડ હસાવી મૂકે તેવુ નહિ, પણ મર્માળુ, મો ઉપર સ્મિત માત્ર આણે પણ હ્રદયને તો આખું ને આખું રંગી દે એવુ પ્રશ્નોરાઓની આ ખાસ બક્ષિસ એમને પણ પૂરતા પ્રમાણમા વરેલી હતી.

પ્રશ્નોરાઓની જ તો એ બક્ષિસ છે પાઠક સાહેબ મને કહેતા કે તેમને લખતા આવડતું હતું એટલે "સ્વૈરવિહાર" લખાઇ ગયું, એમાના મર્મભર્યા વિનોદ ઉપર ખૂશ થઇ જનારાઓ તેમને નાહકનો

યશ આપે છે. કારણ કે એવો મર્મભર્યો વિનોદ તો દરેક પ્રશ્નોરો કરી શકે. એ એના લોહીમાં વણાઇ ગયો છે. એ વાત કેટલે અંશે નમ્રતાની, નિખાલસતાની હશે ને કેટલે અંશે તથ્યના તાટસ્થ્યની. હશે એ તો ખબર નથી, પણ આ બે પ્રશ્નોરાઓ–શ્રી. રામનારાયણ પાઠક અને શ્રી. યશવંત પંડયા તો એ વાતના પુરાવારૂપ હતા જ. ને ત્રીજા એક પ્રશ્નોરા પણ તે શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી – પ્રખર વિદ્વાન, ઇતિહાસકાર અને ગંભીર વિષયોની જ ઝીંઝટ કરનારા. પણ મર્મ અને વિનોદથી ભરપૂર.

શ્રી રામનારાયણભાઇ યાદ આવતા એક પ્રસંગ યાદ આવી જાય છે. ત્યારે "પ્યુપિલ્સ ઓન સ્કૂલ" નામની પારલાની શાળાનો જમાનો હતો. ત્યારના તેના સાંસ્કારિક અને સાંસ્કૃતિક કાર્યક્રમોએ કદાચ અત્યારના એ જાતના કાર્યક્રમોની ઘાટી મુંબઇની શાળાઓ માટે બાંધી દીધી હશે એવા એક કાર્યક્રમમા અમે ગયા હતા. પંડયા હતા, સ્નેહરશ્મિ હતા, પારલામા રહેતા અન્ય મિત્રો હતા. શ્રી. સ્નેહરશ્મિની તદન તાજી ઓળખાણ થયેલી. એ મને કહે, "બટુભાઇને (એટલે કે રા. વિ. પાઠકને) તમારી વાર્તાઓ ગમતી લાગે છે." હું હસ્યો યશવંતભાઈ મારી સામે જોઈ રહ્યા, પછી સ્નેહરશ્મિને પૂછ્યું, "કોની વાર્તાઓ ગમે છે?',

"આમની, કેમ?"

"તે તમે વાર્તાઓ લખો છો, ને મને ખબર પણ નથી આપતા?" મારી સામે તેઓ ફર્યા અવાજમાં ઠપકો હતો "હું અહીં 'શરદ' માટે મહેનત કરી મરી જાઉં છું, અને તમે એહા એહા જોયા કરો છો? મારે એક વાર્તા જોઇએ."

"પણ, યશવંતભાઇ......

"પણ બણ કશું નહિ વાર્તા જોઇએ એટલે વાર્તા જોઇએ." કહી તે હસી પડયા, ને હું મૂંઝાઈ ગયો.

તાજો જ વાર્તા લખતો હતો. ત્રણ ચાર માંડ લખી હશે હજી તો. ને 'શરદ'માં તો આપણા ખ્યાતનામ, મારામાં મારા, સિદ્ધહસ્ત લેખકોની કૃતિઓ આવવાની હતી. તે મેળવતા યશવંતભાઈ કેટલી

બધી મહેનત કરતા હતા એ પણ હુ જાણુતો હતો એ તો પ્રેમને અગે મને આમત્રણ આપે, પણ હુ તેનો લાભ શી રીતે લઈ શકુ ? હુ તો એ વાત ભૂલી જના મથી રહ્યો

પણ એ મને શેના ભૂલવા દે ? એમની એની એ જ વાત "જોઈએ એટલે જોઈએ" અને એમણે વાર્તા લીધી ત્યારે કહે

"ભલા માણસ, એકલા છાપેલા કાટલા મૂકી દઈએ લેકોની સામે, એમા આપણી શી બહાદુરી ? નવા નામ મૂકી શકીએ, અને સારુ કામ પણ, ત્યારે જ સંપાદકની કઇક હોશિયારી ગણાયને ?"

'શરદ'ના તેઓ કરી નો શકયા બે જ અક, પણ એની શીતળ ચાદનીનો પ્રભાવ તો હજી આપણે બધા યાદ કરીએ જ છીએ!

ગમે એવી સ્થિતિ કે સજોગોમા તેમનો આ મર્માળો સ્વભાવ તેમને છોડતો નહિ એમને મુબઈ છોડી દિલ્હી જવાનુ થયુ એ અરસાની વાત છે આપણા એક જાણીતા લેખક તેમના મિત્ર હતા ટીખળી, વિનોદપ્રિય ને નાટકિયા તેમની જોડે એકાદ કઇક મન-દુખ જેવુ થયુ હશે તે એ યશવંતભાઇને ઘરે આવ્યા આવીને એ તો દમડાવવા માડયા :

"સા...લ્લા તુ સમજે છે શુ તારા મનમા ?" વગેરે

તેમનો ઉભરો શાત થયો કે તરત પંડયાએ કહ્યુ :

"તકરાર કરવી છે ? તો બહાર ચાલ આ મારુ ઘર છે ને તુ મારો મહેમાન છે તને અહી સીધો દોર કરવા જઇશ તો મારી આબરૂ જશે ને આર્યોની મહેમાનગતિ લાજશે. ચાલો બહાર"

પેલા મિત્રે ચાલ બદલી વીરમાથી કરુણામા એ સરકી પડયા "ત્યારે શું, ભાઇમા'બ ? તુ મારો આટલો મિત્ર થઇને આમ કરે ? મને બહુ દુખ થાય છે."

અને એ દુખની સાક્ષીરૂપ એમની આખમાથી ટપ્ટપ ટીપા પડવા લાગ્યા

પંડયા તેમની સામે જોઇ રહ્યા પછી કહે

"રોવુ છે ? તો લ્યા બારી આગળ જા આ છો સાફ ગભેલી છે અને તે તારા આસુથી હું મેલી થવા દેવા નથી માગતો"

પેલા મિત્ર હમી પડ્યા: "તું યે સાલા એવો છે ને..."

ને પછી તો એ 'સીધી વાત' કરવા સિવાય બીજો વિકલ્પ જ ક્યાં રહેતો હતો એ મિત્ર પાસે?

પંડ્યા અને તેમનું કુટુંબ દિલ્હી ચાલ્યું ગયું, એ અમારે માટે એટલે મારા આખા કુટુંબ માટે એક સ્વજન વિદાય લઇ ગયુ હોય અને જે ખોટ સાલે એવડી મોટી ખોટ હતી. એ ખોટ કદી પૂરાઇ જ નથી. એ પછી એ જગ્યામા પડોશી તો અનેક આવ્યા ને ગયા, પણ કોઇનીયે સાથે "સાહેબજી, મહેરબાન"થી વધારે સંબંધ કેળવી શકયો નથી. પણ આ તો મુંબઇ શહેર! ગુજરાતી સાહિત્ય અને સંસ્કાર પ્રવૃત્તિનું પાટનગર તો નહિ—એ કદાચ અમદાવાદ હશે—તોયે ઉપનગર તો ખરું જ. આવા સ્નેહી, સાહિત્યપ્રિય મિત્રની ખોટ નાબુદ ન થાય તોયે હળવી તો બની જ જાય. પણ પંડ્યા માટે મુંબઈ છોડી જવું એ ખરેખર નુકસાનકારક હતું. એ દિલ્હી ગયા ત્યાં માન પામ્યા, માનીતા થયા, પ્રતિષ્ઠા અને પ્રેમ પણ તેમને મળ્યા, પૈસાએ પેદા કર્યા; પણ ત્યાં દિલ્હીમાં એમનું 'કલમ મંડળ' નહોતું, એમનું 'શરદ' નહોતું, એમની સાહિત્યની લગની ચિરંજીવ રહે તેવું વાતાવરણ નહોતું. દિલ્હીથી જ્યારે આવે, પછી ભલે ને એક દિવસ માટે જ આવ્યા હોય, ત્યારે મળ્યા વિના રહે જ નહિ. અને દરેક વખતે એક વાત તો જરૂર કરે જ કરે—લખવું છે, લખવું છે, લખવું છે. લખાય નહિ. એ ટેવ જ ચાલી ગયેલી, પણ એ વસ્તુ જતા જીવનમાથી ઘણું બધું ગયું છે એ તો એ કદી ન ભૂલતા. ને લખનારને માટે, બે શબ્દ પણ પાડી જાણનારને માટે હમેશાં તેમના ઘરના અને દિલના દરવાજા ત્યા દૂર દૂર દિલ્હીમાં પણ ખૂલ્લાં રહેતાં છેલ્લે દિલ્હી રેડિયો ઉપરથી આપણા કવિઓની કવિતાઓ ઉપર તેમણે એક વાર્તાલાપ શ્રેણી વહેવડાવી ત્યારે પાછું પેલું જૂનું તેજ, એ ખુમારી અને એ આનંદ એમના ચહેરા ઉપર જોઇ શકાયો.

કદીયે નહિ ભૂલાય મારાથી તો એ યશવંત પંડ્યા. એ ખુમારી, એ ખુશમિજાજ, એ હસતી અને હસાવતી માનવતા; ને એ એમની સાથેની છેલ્લી મુલાકાત!

ગયા એપ્રિલમા અમે સૌરાષ્ટ્ર ગયેલાં — હુ, મારી પત્ની અને પુત્રી. પંડ્યા દિલ્હી છોડી લકવાની બિમારી લઇ ભાવનગર આવીને વસ્યા હતા. સૌરાષ્ટ્ર ગયા એટલે એમને મળ્યા વગર કેમ ચાલે? ઊપડ્યા અમે ત્રણે ભાવનગર, એમને જ ઘેર. તેમના નાનાભાઇ, બાબુભાઇએ ત્યા પહોંચ્યા કે તરત સૂચના આપી: "સભાળજો, ભાઇ બહુ પોચા થઈ ગયા છે. તમે ચિંતા નહિ બતાવતા."

પંડ્યા પથારીમા પડયા હતા. અમને જોઇ ગદ્‌ગદ્ થઇ ગયા. મહા પ્રયત્ને સંયમ જાળવતા હતા એ જોઈ શકાતું હતું. અમારો પ્રયત્ન પણ એવો જ કપરો હતો. મો ઉપર હાસ્ય લાવીને અને આંખમા આનદ લાવવા પ્રયત્ન કરી મેં કહ્યું:

"સરસ લાગે છે તબિયત તો હો, યશવંતભાઈ, અમે આવું ધાર્યું નહોતું.

જાળવ્યા તો નહિ હોય તેઓ કદાચ, પણ અમારી જાળવણીમા તેમણે પણ ભોગ લીધો, વાતોચીતો કરી, આનંદ દર્શાવ્યો, અમને પોતા વિશે ખૂબ ખૂબ આશાઓ આપી, પછી કહે:

"ગુલાબદાસ, હવે સારો થાઉં એટલે બીજું કામ નહિ થઇ શકે, પણ લખી તો શકાશે, કદાચ એ માટે જ ભગવાને આ દર્દ આપ્યું હશે"

એ ને એ જ તમન્ના, સાહિત્ય બાબતની! આ સ્થિતિમાં પણ! ને હાસ્ય ને મર્મ પણ એના એ જ. વાત ઉપરથી વાત નીકળતાં જેમનાં ભેજાં બહુ જ બુદ્ધિશાળી હોય એમને આવું દર્દ થાય એવી વાત કોણ જાણે ક્યાંથી આવી ચડી એટલે આંખમાં પેલી જૂની ચમક લાવી હસતા હસતાં કહે:

"મૂર્ખાઓ ત્યારે એમ માની લે છે અમને ભેજું પણ હશે?"

પણ જ્યારે બીજે દિવસે અમે વિદાય લેતા હતાં ને મારા પત્ની એમને 'જે જે' કરી રહ્યા હતાં ત્યારે ભેખડ તૂટી પડી. ધરણી ધ્રૂજાવી નાખે ને મરી જાય એ કબૂલ પણ નમતું વેણ ન કાઢે એવો એ પુરુષ, સામે 'જે જે' કરતા કરતાં કહે:

"સુમનબહેન, અમે તો હવે આવા અપંગ થઇ ગયા!"

ને પછી એટલું રોયા, એટલું રોયા!

· અશ્રુથી આર્દ્ર બનેલી એ પળે છૂટા પડયાં ત્યારે ખબર નહોતી કે વરસોના સાથીદાર અને મિત્રને અમે છેલ્લી વાર જ મળતાં હતાં.

ને શું એ છેલ્લી જ વાર હતું? નહિ નહિ. આ રહ્યા એ યશવંત તો. આ રહ્યું એમનું એ મર્માળું સ્મિત. આ ડોલી રહી એમની ભરાવદાર કાયા!! ક્યાં જઇ શકે એ — જ્યાંસુધી એમને ચાહનારા મારા જેવા અનેક મિત્રોના દેહમાં પ્રાણ છે અને સ્મૃતિમાં ઉષ્મા છે ત્યાંસુધી?

★

# ખેલદિલ મિત્ર

ધનમુખલાલ મહેતા

અસંખ્ય માનવીઓ એકેકને અડકી અડકીને જતા હોય છે. વરસો થયાં પાસે પાસે રહેતાં માનવીઓ પણ શહેરમા એટલા જ અસખ્ય હોય છે. પણ સંજોગો અને સમય અનુકૂલ થતા એક ક્ષણમાં એક માનવી બીજા એક માનવીના હૃદયમાં પ્રવેશી જાય છે ખબર પડતી નથી કે શાથી એમ થયું. વળી વરસો જતા, સંયોગો બદલાય છે, સમય બદલાય છે અને એ જ એ મિત્રો પાછા લગભગ એકેકને અપરિચિત મનુષ્યો બની રહે છે. એ વેળા પણ એમ થવાનું કશું કારણ હોતું નથી. પણ અમુક અપવાદમાં આવી મૈત્રી માત્ર બેમાથી એકના મૃત્યુથી જ તૂટે છે. યશવંત પંડયાની માત્ર મારી સાથે નહિ પણ અનેકની સાથે આવી જ મૈત્રી હતી. આ હકીકતમાં —આ શુષ્ક હકીકતમા જ યશવંતનો મોટામાં મોટો ગુણ જણાઇ આવે છે.

મૈત્રી–મીઠો સંબંધ બાધતાં ઘણા જાણે છે સરળતાથી એવા માણસો આવી મૈત્રી, આવો મીઠો સંબંધ બાધી શકે છે. પણ તેમ તેટલી જ સરળતાથી એવા માણસો એ મૈત્રી તોડી પણ શકે છે. રેતીમાં પડેલા પગલા જેમ પવનની લહેરે ચડી અદૃશ્ય થઇ જાય છે અને એની જરા જેટલી પણ નિશાની રહેતી નથી; તેમ આવી મૈત્રી તૂટે છે ત્યારે એની નિશાની સરખી પણ રહેતી નથી.

પણ પેલી જેમ અતિ પરિચિત પંક્તિમાં છે કે, "પ્રીત કરવી તો સહેલ નીભાવવી મુશ્કેલ" તેમ મૈત્રી નીભાવવી ઘણું વિકટ કાર્ય છે.

માનવીઓ હમેશ એક સરખા 'મૂડ' માં હોતા નથી–એક સરખા મિજાજમાં હોતા નથી–દરેક પ્રશ્ન વિશે બે માનવી સરખું વિચારી શકતા નથી અનેક વિચિત્ર સયોગો ઊભા થાય છે અને શાત પાણીમાં વહેતુ નાવડું વમળમાં સપડાઇ જાય છે. અથવા તોફાનની બથમાં આવી પડે છે. એ વખતે માનવીમાં રહેલ સહિષ્ણુતા, ખેલદિલી, પોતાને અન્યાય થતો હોય તો તે પણ સહન કરી લેવાની શક્તિ વગેરે ગાળ હોય તો તે એ વમળ અને એ તોફાનમાથી નાવડાને બચાવી

લે છે યશવંત પંડ્યાએ અનેકાનેક "મૈત્રી બાંધેલી જાણવામાં છે; પણ એક પણ માનવી જોડેની મૈત્રી એમણે તોડેલી એવું યાદ નથી।

ઘણાં ઘણાં વરસો પહેલાં મારે યશવંત જોડે મૈત્રી બંધાયેલી. કેવી રીતે બંધાઇ, કોણ નિમિત્ત બન્યું, કયા વરસમાં બંધાઇ, વગેરે કશું અત્યારે યાદ આવતું નથી. આરંભમા અઠવાડિયાના બબ્બે-ત્રણ ત્રણ અને તે પણ ખાસા લાંબા પત્રોની આપ લે અમારી વચ્ચે થતી. કમનસીબે, આપણે ત્યાં પત્રો સાચવી રાખવાની પ્રકૃતિ જ નથી.

રણજિતરામનું અકાળે ઝૂહુમાં અવસાન થયું તે પછી જયસુખલાલે લગભગ બસો જેટલા એમણે લખેલ પત્રો ફાડી નાખી સમુદ્રમાં નાખી દીધા હતા એ વાત હજી હું ભૂલ્યો નથી. રણજિતરામ, મેઘાણી, રવિશંકર ભટ, યશવંત પંડ્યા વગેરેએ મારી સાથે સારા પ્રમાણમાં પત્રવ્યવહાર કરેલો પણ અત્યારે મારી પાસે તેમનો એક પણ પત્ર અસ્તિત્વમાં નથી-હશે!

મૈત્રી તાજી હતી તે તાજગીમાં અમારા પત્રોમાં અમારા બંનેનાં પુસ્તકો વિશે અમે સામસામા વિવેચનો કરતા ખાસ કરીને મારી પાસે પોતાના પુસ્તકોનાં વિવેચન એ કરાવતા.

એ 'પડદા પાછળ' 'મદન મંદિર' 'બાલ નાટકો' 'અ. સૌ. કુમારી' અને બીજા એકાંકી નાટકો એમની કલમમાંથી અતિશય સરળતાથી સરી પડ્યાં હતાં. બટુભાઇ તેમજ પ્રાણજીવન પાઠકે પણ એવાં ટૂંકાં નાટકો લખેલાં પણ શુદ્ધ એકાંકીનું સ્વરૂપ તો પહેલાં યશવંત પંડ્યાએ જ સરજેલું. તખ્તાલાયકી ઓછી પણ સંવાદો અત્યંત ચટાકેદાર, ચમત્કારપૂર્ણ અને આકર્ષક.

સમાજના જૂનવાણી માનવીઓને આઘાત લગાડવાનો સમજપૂર્વક પ્રયત્ન મુનશીજીએ કરેલો. પણ યશવંત પંડ્યાએ કલાની દેવીના મંદિરમાં ભક્તિના આવેશમાં આરાધના કરી અને જેવું હૈયે ચડ્યું તેવું મર્જન કરી નાખ્યું તે કેવું જબ્બર-આઘાત અર્પનારું!

× × ×

વરસો પહેલાં હું નાતાલમાં ગરુકાલ ફરુને ત્યાં અમદાવાદ ગયેલો. યશવંતના પિતા ત્યાં એકસીક્યુટિવ એન્જીનીઅર હતા. રાતના કડકડતી

ઠ ડીમાં, રાગિણીદેવીના નૃત્યનો કાર્યક્રમ હતો તે જોવા અમે બે ઉપડયા. યશવંતે માગે પોષાક જોયો. ઝીણું ધોતીયું, રેશમી કફની!

નૃત્ય જોતા જાય અને થોડી થોડી વારે મને પૂછતા જાય- "ઠંડી સહન થાય છે? નહિ તો હું ખાસ તમારે માટે શાલ લાવ્યો છું તે ઓઢી લો!" હું નાની ના જ કહ્યા કરું. આખરે તેમણે કહ્યું, "ધનુભાઇ! સુરતી વરણાગીવેડા કરવામાં ન્યુમોનિયામાં પટકાઇ પડશો અમદાવાદની નાતાલની ઠંડી જેવી તેવી ન સમજતા!"

ત્યારે મને સમજ પડી કે મારી રેશમી કફનીથી છેતરાઇને યશવંત મારે માટે ફિકર કર્યા કરે છે! મેં જવાબ આપ્યો; "યશવંતભાઈ, હું સુરતનો ખરો પણ જન્મે કાઠિયાવાડી છું. રેશમી કફની નીચે બે જાડા ગરમ સ્વેટર છે!"

ત્યારે એમનું મન હેઠું બેઠું. આવી તેમની મિત્રો અને સ્નેહીઓની તબિયત પ્રત્યેની લાગણી!

યશવંત એમ એ નું કરતા હતા. ફિન્ડલે શિરાસે એમને પ્રોફેસરશિપ આપવાનું વચન આપ્યું જો એમને ક્લાસ મળે તો! બીજા પરીક્ષકના પેપરમાં ફર્સ્ટક્લાસ માર્ક અને નરસિંહરાવના પેપરમાં થર્ડક્લાસ! કુલે થર્ડ ક્લાસમાં પાસ થયા. ગુજરાત કૉલેજની નોકરીએ અનન્તરાય રાવળની નીમણૂંક થઇ અને યશવંતનુ વરસોનું સ્વપ્ન અદૃશ્ય થઈ ગયું.

થોડો સમય બહુ દિલગીરીમાં રહ્યા પછી એમણે મુંબઇ આવીને નોકરી કરવાનું ઠેરવ્યું. બે ઑફિસમાં—સિંધિયામાં અને બોમ્બે લાઇફ એશ્યુરન્સ કંપનીમાં—એમને નોકરી મળે તેમ હતું. મારી સલાહ માગી. મેં એમને બોમ્બે લાઇફમાં જવાનું કહ્યું અને તે પ્રમાણે તેઓ ગયા પણ ખરા. અલ્પ સમયમાં તેમણે ત્યાં ઊંચી પદવી પ્રાપ્ત કરી લીધી નરસિંહરાવ પ્રત્યેનો રોષ એમનો મનમાં ને મનમાં ઉપકાર માનવામાં ફેરવાઇ ગયો. પાછળથી પણ પોતે આ પ્રસંગ સંભારી ખૂબ હસતા હતા.

મુંબઇમાં એમણે કાર લીધી અને પોતે પારલા રહે ને હું સાન્તાક્રૂઝ એટલે સાંજે લગભગ રોજ મને સાથે પારલા જવા આગ્રહ કરે,

એટલા માટે કે સાથે બેસીને ગપ્પ મારવાનો વખત મળે!

કૉલેજમાં હતા ત્યારે જ એમણે 'વીણા' નામે વાર્ષિકનો એક અંક કાઢેલો. મનસ હતો પણ વચમાં ગાળો પડી ગયો એટલે પોતે પારના હતા ત્યારે 'શરદ' વાર્ષિક કાઢવું, કોને કોને લેખો માટે કહેવું અને કયા કયા વિષય ઉપર લેખો લખાવવા એ વિશે મારી સાથે કલાકોના કલાકો ચર્ચા કર્યા જ કરે. લેખો એકઠા થયા, એક અઠવાડિયાની સતત મહેનતે એ લેખોનો અનુક્રમ નક્કી થયો! આખી એમની ગ્રંથ કે સામયિક પ્રકાશન માટેની ચીવટ એ ઉપરથી મેં જોયેલું કે આવા પ્રકારનના સંપાદનમાં યશવંતની નજર ઘણી ઊંડી હતી—આપણા વિજયરાય વૈદ્ય જેવી જ.

બીજે વરસે બધી તૈયારી પાકા બેઠા એકઠા કરી ત્યાં દિલ્હી જવાનું થયું એટલે એ બીજો અંક તો પ્રસિદ્ધ કર્યો પણ ભવિષ્યમાં નવા અંકો કાઢવાનું માંડી વાળ્યું. કારણમાં એ કે પોતે જેટલી મહેનત, કાળજી અને મમતા એ પ્રકાશન સંબંધે બતાવતા એટલી બીજો કોઈ બતાવી શકે જ નહિ—બતાવે જ નહિ એ વાત તેઓ સારી રીતે જાણતા હતા અને જેમ સુઘરી સદ્‌ગૃહિણીઓ રસોઇમાં ગમે તે ચલાવી નહિ લે તેમ યશવંત પુસ્તક પ્રકાશનમાં ગમે તે ચલાવી લેવા તૈયાર નહતા.

દર વર્ષે "નૂતનવર્ષાભિનન્દનમ્" પાઠવતી એમની પત્રિકાઓ વિશિષ્ટ પ્રકારની જ રહેતી. કોઈ વેળા રણજિતરામ સુવર્ણ ચન્દ્રક મેળવનાર બધી વ્યક્તિઓની છબીઓ સાથેની નાની પત્રિકા તો કોઇ વેળા ગજાજીની કોઇ નાનકડી અંગ્રેજી પુસ્તિકા, આમ દર વરસે કંઇક નવું યશવંત પાસેથી મળવાનું જ. છેવટની એમની પત્રિકા જેમાં ભાવનગરની શામળદાસ કૉલેજમાં તેમણે મૂકાવેલ સાક્ષરોના તૈલચિત્રોની નાની નાની છબીઓ હતી તે મને સોમવારે મળી, મને સમાચાર મળ્યા કે એ જ સોમવારે યશવંત આ નશ્વર દેહ છોડી ચાલ્યા ગયા હતા.

* * *

દિલ્હીથી યશવંત અવારનવાર મુંબઈ આવતા દરેક ફેરે પાંચ મિનિટ પણ સાંતાક્રુઝ મને મળવા આવે જ અને એ પ્રમાણે દરેક

મિત્રને મળવાનો એમનો પાકો નિશ્ચય હુ એમને મારી કૃતિઓ મોકલાવુ તે આખી વાચી જઇ એમાની ભૂલો સુધારી એ પાછી મોકલવાના જ, એવા વિચારથી કે બીજી આવૃત્તિમા હુ એ ભૂલો સુધારી લઉ

* * *

બટુ ઉમરવાડિઆ પેઠે એક "મીટીયોર" પેઠે એ સાહિત્ય જગતમા આવ્યા. એકાકીનું પહેલુ શુદ્ધ સ્વરૂપ એમણે જ આપ્યું અને એ એકાકીઓના સંવાદો જેવા 'બ્રિલિયન્ટ' સંવાદો હજી સુધી બીજા કોઇ પણ ગુજરાતી નાટયકારે પોતાની કૃતિઓમા ગૂથ્યા હોય તેવુ જાણવામા નથી બટુભાઇની પ્રેરણા બધી પાશ્ચાત્ય ઉપરથી –ઉઠાવ પણ રૂપાંતર જેવો લાગે યશવંતની કૃતિઓ આવી બંડખોર અને તે સમયના સમાજને આઘાતજનક લાગે તેવી છતા તદ્દન તળપદી–મૌલિક

* * *

આવા માણસો શા માટે અચાનક એક કલાની સાધનામા પડી જતા હશે, અને જેવા અચાનક, સહસા એ કલાના ક્ષેત્રમા પ્રવેશે તેવા જ અચાનક, સહસા પાછા ચાલ્યા જાય એ એક કોયડો જ છે. પણ એમાં પણ બટુભાઇએ સાહિત્ય મંદિરનો પાછળથી સર્વથા ત્યાગ જ કરેલો ત્યારે યશવંતે તો મરતા સુધી એ મંદિરની અપૂર્વ ભાવે સેવા કર્યા જ કરી.

આ વાડાબંધીના જમાનામાં પણ યશવંતને કોઇ વાડાના બંધન ન હતાં. કોઇ પણ વાડાના લેખકો–લગભગ બધા જ વાડાના લેખકો યશવંતના મિત્રો. ઉલટાના એ બધા વાડાઓના એક "લીએઝોં ઑફિસર" તરીકેની જાણે કામગીરી નહિ કરતા હોય તેવો તેમનો સ્નેહ ચારે તરફ પ્રસરેલો હતો.

* * *

પથ્થર જેવું બદન ધરાવનાર, પ્રતિભાભર્યું વ્યકિતત્વ રાખનાર એ ખેલદિલ, વફાદાર, આનન્દી અને છતાં ગૌરવશાળી યશવંત જતાં અમે એના અનેક મિત્રોએ એક વિરલ મિત્ર ગુમાવ્યો. ★

# યશવંત

ચન્દ્રવદન મહેતા

કોઈ પણ સદ્‌ગત મિત્ર માટે લખવું એ વિકટ કામ છે. ખાસ કરીને એ ઉંમરમાં નાના હોય અને વહેલી વિદાય લીધી હોય ત્યારે. એક તો એમાં અંગત વાતો લાવ્યા સિવાય રહેવાય નહિ. જાતને અળગી રાખી લખવું મુશ્કેલ બને. આવી જ સ્થિતિ ભાઇ યશવંત માટે લખતાં થાય છે.

અમદાવાદ, મુંબઇ, લાઠી, વડોદરા, ભાવનગર, દિલ્હી વગેરે શહેરોમાં વારંવાર મળ્યાના સંસ્મરણો તાજાં થાય છે. બધાંય અંગત સ્મરણો, એમાં બીજાને શો રસ? અહીં મળ્યા અને ત્યાં ગયા. આવા પ્રકારની વાતો કરી અને હસ્યા. સાથે આટલી મુસાફરી કરી અને છૂટા પડયા. બધું બરોબર છે, પણ ફરી ફરીને વિચાર આવે છે કે એમાં બીજાને શો રસ? જીવંત શું? અન્યને ઉપયોગનું શું? અંગત લાગણી ઠાલવી સંતોષ લેવો ભલો, પણ એમાં અન્યને શો આનંદ? – જવા દો એ વાતો.

યશવંત ઉગતા લેખક હતા, તેની શરૂઆત એમણે ઉગતા લેખકોને ઉગતા તારા કહી લેખ લખી કરી. એ લેખે જ વાચકોનું ધ્યાન ખેંચ્યું, અને "સાહિત્યરસિકોની મેંચ" લખી ત્યારે એનું સ્થાન દૃઢ થયું. વડોદરાના 'સાહિત્ય'ના તંત્રી મટુભાઇ કાંટાવાળાની એમના ઉપર બહુ મહેરબાની. આજે તો 'સાહિત્ય' માસિક પણ નથી અને યશવંત પંડયા પણ નથી.

હા, છૂટાછવાયા લેખો પછી નાટકો લખ્યાં. કોઇએ શૈલી વખાણી તો કોઇએ એમાંના વિચારોને વગોવ્યા. પણ હું એની સાહિત્ય સામગ્રીનો અંદાજ કાઢવા આ નથી લખતો. 'બાંધ ગઠરીયા'માં એને વિશે મેં લખ્યું છે, એમાંની એક વાત કે એ મારાથી નાના હોવા છતાં મારે માટે વહુ શોધવાની એક વાર એમણે ભારે તજવીજ કરી હતી. વાત એમ હતી કે કન્યાના પિતાએ એને પોતાની દીકરી માટે સારો વર શોધવાનું સોંપ્યું. અને એમણે મને વર તરીકે ગોળ્યો આગળ કર્યો. ઘણાં વરસોની વાત. વાતમાં કંઈ સાર નહોતો,

છતાં હાવકાઈથી એવી અથડામણમાંથી કોઈ ગમ્મત નીપજતી હોય તો ઉપજાવી લેવી. હા, શો બોલ વાપર્યો? હાવકાઈથી. ખરેખર, યશવંત પંડ્યા હાવકા માણસ. ઘણો હાવકો દોસ્ત જે કરવું તે હાવકાઈથી. ઊંચે જીવે, ઉતાવળે, ધમાલ ધાંધલ કરીને કંઈ નહિ. 'આમેય તે ચારે કોરનો વિચાર કરીને કરવું.' અને 'આમ અને તેમ'ના બધા પાસાં અનાયાસ વિચારી જોવાની એની ટેવ એટલે જ એનામા હાવકાઈ આપોઆપ તરી આવતી.

આ હાવકાઈ મહેમાનીમા ભારોભાર નીતરતી ભાવનગરના વતની એ તો ખરું જ, છતાય એ હાવકી મહેમાનગીરીમા એનો આંક પહેલો મૂકવો પડે. ખાસ કરીને દિલ્હીમા વસવાટ કર્યા પછી ત્યાં તો રાજકરણ, યાત્રા, અમસ્થી મુસાફરી, ક્રિકેટ મેચ, વ્યાપાર ઉદ્યોગ કે ગમે તે કારણે કોઈ દિલ્હી જાય તો યશવંત પંડ્યા બધી સગવડ આપવા પડખે મચ્યા જ છે.

કળીજુગમાં આ કંઈ જેવો તેવો ગુણ નહિ કહેવાય

એના દિલમા દંશ નહિ. દંશ વિનાના સાહિત્યકારો એકાએક નથી મળતા એમાયે તેજોદ્વેષથી બકાત હોય એવા તો બહુ થોડા. યશવંતમાં ક્યાંય, ક્યારેક પણ તેજોદ્વેષ ન મળે દંશ તો હોય જ શેનો? અને તે રીતે સાહિત્યને છાનામાના યથાશક્તિ વિકસાવતા રહેવું, લખાય તો ઠીક છે નહિ તો લખે તેને પ્રોત્સાહન આપીને. અને ઉપરાંત જે વડીલ, સમર્થ સાહિત્યસ્વામી હોય – પછી તે ગમે તે વાડાના હોય – એમના તરફ સતત પૂજ્યવૃત્તિથી જોવું એ વળી એક યશવંતનો સવિશેષ ગુણ. એમ ન હોત તો ભાવનગરની કૉલેજમાં આટલી સાહિત્યકારોની તસ્વીરો હોત ખરી? કેવી હાવકાઈથી, ઉમંગથી, દર સાલ – અને દર સાલ નહિ તો પ્રસંગ અવસરે – 'પા પા પગલી' એમ ધીમે ધીમે એણે ત્યાં છબીખંડ યોજ્યો. નાની વાત છે, પણ એવી નાની વાત પણ કોને સૂઝી છે? અને વળી એ તસ્વીરો પણ રવિભાઈ જ કરે એવો હાવકો આગ્રહ રાખવો. કામ પાર ઉતારવું એ યશવંતનો ખંતીલો સ્વભાવ, નહિ તો આપણે ત્યાં એક સુમંગલ કામ લઈને બેમો તો એમાં મદદ કરવાને બદલે

બાર વાધા કાઢી એકાદો તેરમો સાથો ઢંકાતો હોય તો તેને પણ તોડી જાહેર કરી આપનારા મળે એવા સંજોગોમાં નાનું નાનું ઘટિત કામ કર્યા કરવું એ કંઈ જેવી તેવી કુનેહ ન કહેવાય

ડાહ્યો અને સાવચેત માણસ. હુંફાળો મિત્ર તો ખરો જ. અનેક દાખલાઓમાંથી બે અંગત દાખલાઓ ટાંકવા પડે છે, માફ કરજો.

દિલ્હીમાં એ દેવદાસ ગાંધીના પડોશમાં રહે, અને ઘણીવાર તો જ્યાની ટાંચ હોય ત્યારે બંને મઝિયારા દિવાનખાનાથી ચલાવતા ઘર જેવો સંબંધ એક દિવસ પડોશના ઘરમાં કોઈ નહિ, ફક્ત રાજગોપાલાચારી એકલા રહે, અને યશવંતના ઘરમાં કોઇ નહિ, અને યશવંતને રાતોડે જવું, જે રાતે હું દિલ્હી પહોંચું છું તે રાતે એને લાહોર જવાનું: ભાગલા પહેલાની વાત છે હું સાડા સાતે પહોંચું અને એ આઠે જાય. જતાં જતાં મને ઝીણવટથી એટલી બધી સૂચના આપી કે હું જ એકલો છું અને મારે રાજગોપાલાચારીની ખૂબ જ કાળજી રાખવાની છે એમને જરા ઓછું ન આવે એવી મહેમાની કર્યે રાખવી બે દિવસમાં તો એ પાછો ફરશે. એ ઉપડ્યો અને હું મહેમાનની રાહ જોતો બેઠો. સવાઆઠે રાજાજી આવ્યા, અને અમે જમવાની તૈયારી કરવા માંડી. હું કંઈ એમને માટે કહું કે તૈયારી કરવા જાઉં તે પહેલાં એ મારે માટે કહે અને પૂછપાછ કરે. આખર માગથી ન રહેવાયું અને મેં કહ્યું કે, 'આપ તો અમારા મહેમાન છો' સાંભળતાં જ રાજાજી બોલ્યા, 'કઇ વાત છે? તમે સાડા આઠે આવવાના હતા, અને ક્યાંક વહેલા આવી ગયા. મહેમાન તો તમે જ છો. મને સવારે જ યશવંતભાઇએ તમારે માટે શું શું જોઇશે વગેરેની સમજણ આપી દીધી છે હું તો અહીં જ જમું છું અને રહું છું. મહેમાન તો તમે છો?' આખરે મેં કહ્યું કે મને યશવંતે જતાં આ પ્રમાણે કહ્યું હતું. ત્યારે એમણે હસીને કહ્યું કે, 'બરાબર છે. એનું નામ જ યશવંત પડ્યા! બંનેને યજમાન તરીકે તૈયાર રાખ્યા, કે બેમાંથી એક તો કામ આવે. ચાલો જમો.'

અને પછી અમે એના સ્વભાવ વિશે ઇધર ઉધરકી અનેક વાતો છેડી.

સર હેનરી હોલેન્ડ એક વખતના આખનાં પ્રખ્યાત ડોક્ટર, કવેટામાં રહે, પંદરેક વરસ પહેલાં મારી આંખો બગડી ત્યારે કોઇકે

મને એનુ નામ આપ્યુ હતુ. તેઓ એકાએક દિલ્હી જવાના છે એવા ખબર મને મળતા જ મે યશવતને એની ભાળ કાઢવા લખ્યુ મારી આખની હકીકત એને ખબર એટલે એણે માહિતી મેળવી તાર કર્યો એપોઇન્ટમેન્ટ પણ લીધી હતી દિલ્હી પહોચતા જ સવારથી એ મને લઇને નીકળ્યા સર હેનરી વોઇસરોયના મહેમાન, અને એ વખતે વેવલ વોઇસરોય મધે મીલિટરી બાજુ, એમાથી રસ્તો કતરવાનો વેવલને પણ આખનો વ્યાધિ અને ડોકટર એની ખાનગી હોસ્પિટલમા યશવતભાઇ પહોચ્યા. કોઇને ટેલિફોન કર્યા, કોઇને ત્યા ખબર કાઢી, ત્રણ કલાક મોટરમા રખડી વેવલ આખ તપાસડાવે ત્યા જ ડોકટર સામે મને ખડો કરી દીધો ત્યારે દિલ્હીનુ વોઇસરોયનુ આણુ એને શુ! અને એમા લશ્કર, પછી પહેરગીર અને પાસ–મારો ખાદીનો કફનીયા પોષાક છતા વેવલ ની જે ત્યા ખડો કરી દીધો, અને વેવલ જોડે મારી આખની વ્યાધિ વિશે દીધે રાખ્યુ અનમત્ત, વેવલે તગત જ મારી ખબર પૂછી અને સરે ઓલ ઇન્ડિયા રેડિયોમા છુ જાણતા તો ખૂશ થઇ ગયો અને ડોકટરનો મેળાપ કરાવી દીધો આ બધુ પતી ગયા પછી હુ બહાર નીકળ્યો ત્યા યશવત બહાર લગાર મારે ગાડીમા બેસતા એણે 'હાશ' બોલી કહ્યુ, 'ચન્દ્રવદન કોઇને માટે આટલુ ન રખડુ–રખડયો જ નથી પણ આખનુ નામ પડે છે અને હુ નરવસ થઇ જાઉ છુ એને આકાશ પાતાળ એક કરી ડોક્ટરનો પત્તો મેળવ્યો જાણે છે? ત્રણ દિવસમા ત્રીસ ટેલિફોન ફટકાર્યાં હશે! આમ તો ભિખારીને ન આપુ, પણ આવગો દેખુ કે ગળગળો થઇ જાઉ છુ અને કહેનુ કઇ આપી દઉ છુ. આખના વ્યાધિને માટે હુ કોઇને માટે પણ જે બને તે કરી છૂટુ અને એમા તમે. '

એ આગળ શુ બોલે? મારી આખમાથી ટપોટપ પાણી પડવા માડયુ હતુ મને ધ્યાન જ નહિ કે એણે આવડી જહેમત ઉઠાવી હશે!

પછી પણ બહુ મળ્યા ભાગેનો એ દોસ્ત! દિલમા દિનસોજી ભરેલો એ દોસ્ત! હાવકા હારથી ઉભગતો એ દોસ્ત! મારાથી એક વર્ષે નાનો, ચાલ્યો ગયો આજે ફરીથી મારી આખમાથી ડબક ડબક આસુ પડે છે

★

# યશવંત પંડયા

જયન્તિ દલાલ

પહેલી વાર હુ એમને મળેલો, એક અલ્પજીવી હસ્તલિખિતના લેખ ઉઘરાતદાર લેખે કૉલેજમા કોઇ દૂરથી આગળી ચીંધેલી 'પેલો યશવંત પંડ્યા લેખો લખે છે' એમના અનેકવિધ કલમનામની ત્યારે કશી ખબર નહિ પણ વર્ગ આગળ ઊભા રાખીને લેખની માગણી કરેલી કશી ઓળખાણ નહિ એટલે એમને પણ આમ સીધી રીતે લેખની માગણી કરવાવાળો જરા ધૃષ્ટતાભર્યો લાગ્યો

' લખેલુ તો કય કયુ રહે છે?'

" તો લખાય ત્યારે "

અને વિક્ટોરિયા બાગની સામેના એમના સરકારી ક્વાર્ટર્સના ઝાંપે મને ઊભો રાખીને એ પોતે અંદર ગયા અને એક કવિતા લઇ આવ્યા 'જીવનના મૃદુ હાસ્ય સખી એ પલપલના ચમકાર' એ ઘરમા લઈ જાન એવુ એ વખતે કહ્યુ જ નહિ હતુ

પણ બીજી વાર તો તેઓ મને શોધતા આવ્યા ગુજરાત કૉલેજમા ૧૯૨૬ના જાન્યુઆરીમા અમે 'શકિત હૃદય ભજવ્યુ અને એમા કવિનુ પાત્ર મારાથી સારુ ભજવાઇ ગયુ બીજે જ દિવસે યશવંત મને ખોળતા આવી પહોચ્યા

'કૉંગ્રેચ્યુલેશન્સ દલાલ તમે મારે ત્યા ન આવો?"

કૉલેજના ઊંચ્ચભ્રમરિયા અને મારા કરતા વયે અને કૉલેજના અનુભવે 'સીનિયર' ને આવુ મને કહેવાપણુ કેમ થયુ હશે તેની પહેલીવાર તો સમજ જ ન પડી

'હુ એક નાટક લખુ છુ તે તમારી સાથે વાચવુ છે"

અને અમે એમને ઘેર મળ્યા ભાઈ મહીપત પણ હાજર 'જરા ખાનગી' ના છૂટા છૂટા પ્રવેશ થોડા લખેલા બાકીના લખવાના વિચારેલા યશવંતને લાગે કે એમા જે પ્રવાહ જોઈએ તે આવતો નહોતો સળંગચલનનો અસ્પષ્ટ ખ્યાલ ખરો સારુ એવુ વાચેલુ. પણ લખેલુ કયારેય ભજવાય એવી ઇચ્છા પણ ખરી એ ઇચ્છા પાર પાડવી હોય તો તખ્તાનુ દર્શન શીખવુ પડે એ પ્રતીતિ થઇ

ચૂકી અને આ બાબતમાં હું કશો ઉપયોગી થઈ પડીશ એવી આશા બંધાયેલી દરેક પ્રવેશ આમ આત્મપર્યાપ્ત બને, પણ સળંગ સૂત્રમાં પરોવાવાની જાણે ના પાડે જે કહેવાનું હતું તે તૈયાર પણ કહેતા ન ફાવે, વસવસો રહ્યા કરે એવી દશા નાનાલાલ, મુનશી, બટુભાઈ અને 'આરણ્યક' જેમ નાટક લખવાની નામરજી ભજવનાર હોશે ભજવે અને જોનારને અણગમો ન થાય એવું કશું જોઈએ પડદો ઉપડે એટલે શું? પડદો પડે એટલે શું?

અલબત્ત, આજે પણ આ વાત જેટલી સ્પષ્ટ હોવી જોઈએ એટલી નથી એટલે ત્યારે અમને—યશવંતને કે મને—સમજાઇ ગઇ એમ નહિ જ કહી શકાય પણ કશી અસ્પષ્ટ ઝંખના તો હતી અને આવી ઇચ્છાએ અમને બંનેને ઘણા નજીક લાવી મૂક્યા

મથામણોને અંતે 'જરા ખાનગી' ના પ્રવેશ પૂરા થયા વધુ અને વધુ મળવા હળવાનું થયું પ્રવેશો લખાય ત્યારે વંચાય લખતા પહેલા એની ચર્ચા થાય ગાડીઘેલી અલકમલકની પાર વિનાની વાતો થાય 'જગજીવનરામ પાઠક' અને ગોળમટોળ શર્મા' અને એવા અનેક મહાન લેખકોનું પગેરું નીકળે 'હું' નો પણ પરિચય થાય 'સાહિત્ય' ના એટલે કે મટુભાઇ કાંટાવાળાના, યશવંત ખાસ લાડકા દીવાળી અંકમાં છપાયેલા 'જરા ખાનગી' ના સુન્દર ઑફપ્રિન્ટ્સ ઉપર સફેદ પૂંઠું પણ છાપેલું, એવા આવે યશવંત એની રીત મુજબ મિત્રોમાં નૂતનવર્ષાભિનન્દનની લહાણી કરે

અને એ વાત સાથે આવી 'વીણા' નો અંક કાઢવાનો યશવંત સંપાદક ઇન્ટર આર્ટ્સના ગુજરાત કૉલેજના વર્ગની પાછલી પાટલીઓ પર અમારું કામ ઘણુંબધું વધી પડયું બહેપાઓને યશવંત એમની આગવી રીતે જ કાગળ લખે એમના એવા જ જવાબ આવે 'કવિના પંચક ના ગાન, સુણો ઓ લોક થઇ મસ્તાન' અને મસ્તાન થઇને વાતો કરતા હોઈએ ટર્મિનલ આવી. ઉત્તર રામચરિત ભણવાનું પ્રો કાગને ઘણું સરસ શીખવે પણ બંનેના મનમાં સંસ્કૃત નાટક માટે થોડો અણગમો એમણે પ્રશ્ન પૂછેલો 'પતાકાસ્થાન એટલે શું?" મેં જવાબ લખ્યો "જ્યાં ધ્વજ રોપાય તે

જગા" રજા પૂરી થઈ ત્યારે પ્રો. કાંગલેએ બોલાવીને કહેલું: "તમને નથી આવડતું એમ ન કહેતા. હું જાણું છું કે તમે જાણો છો." અને યશવંતને પૂછે: "હવાલે આવુ કેમ લખ્યું?" યશવંત એમ સમજેલા કે કોરો પેપર આપવા બદલ બોલાવ્યા હશે!

પાટલી પર હવે 'વીણા'ની ગેલીઓ તપાસવાનું ચાલે, અને એ જ અરસામાં કૉલેજના સ્થાપના દિન નિમિત્તે નાટક ભજવવાનું આવ્યું. અમારા સહુનો આગ્રહ તો અમને ગમે તે નાટક ભજવવાનો. મુરબ્બીઓને અમને ગમતા નાટકમાં, નાટક કરતા ચેટક વિશેષ લાગે. હજુ કૉલેજની બહેનોને કૉલેજના વિદ્યાર્થીઓ સાથે નાટકમાં ઊતારીયે તો કશી અલવલ ન આવે, અને, જે પણ કાંઈ થવાનું હોય એ તો ઉભયની સંમતિથી જ થઈ શકે એવી અક્કલ સૂઝેલી નહિ. આને પણ અમે અમને ગમતાં નાટક ભજવવા દેવાની દલીલ બનાવેલી. બહુ સ્પષ્ટપણે 'જરા ખાનગી' ભજવવાનો મેં આગ્રહ રાખેલો. મુરબ્બીઓ (જેમાં થોડા સદ્‌ગતો પણ છે) એટલા જ મક્કમ. જ્યૉર્જ હૉલમાં તડાતડી થયેલી. અમારી વાત ન સંભળાઈ એટલું નહિ, પણ ધીરે ધીરે તો એ મારી વાત બની ગઈ. બીજાઓએ આગ્રહ હળવે રહીને પાછો ખેંચી લીધેલો એટલે પ્રો. વેલિંકરે ક્યાંકથી "શાહજહાન" કાઢ્યું. અને પાત્રોના નામ બોલતા જાય અને મારા સામું જોતા જાય. હું ના કહેતો જાઉં. દારા, શાહજહાન, ઔરંગઝેબ...અને મારી ધીરજ ન રહી Below my dignity to play' એમ કહીને હું તો નીકળી ગયો. બે મિત્રોના અભિનન્દન અને ચારની વક્રદૃષ્ટિ...

પણ એનું તો બહુ અણધાર્યું પરિણામ આવ્યું. પ્રિલિમિનરીની આગલી સાંજ. કૉલેજની આ તડાતડી પછી આવીને હું ચોપડીમાં મન પરોવવાનું કરું ત્યાં તો યશવંતનો ઘાંટો સંભળાયો ઉદાસ અને ચિંતાતુર લાગ્યા: "મને બોલાવ્યો કહે મેં જ તમને ચઢાવ્યા છે. જો તમે નાટકમાં નહિ ઊતરો તો મને ટર્મ નહિ મળે" જો સદ્‌ગત મુરબ્બીએ આમ કહ્યું હોય તો એમ જ બને: "પણ એમાં ઢીલા શું થાવ છો? એવું જ હશે તો હું ઊતરીશ." ચાદ પીને

યશવંત ગયા. બીજે દિવસે પ્રિલિમિનરીનો પ્રશ્નપત્ર આપતાં પ્રોફેસરે મને કહ્યું "So you act!" Dignity શબ્દ કેવો ઘા કરી ગયો હતો. (અને આ 'ઘા કરવો' એ યશવંતનો લાડકો શબ્દ હતો)

આ દરમિયાન યશવંતની અત્યંત કાતિલ જીભના અનુભવ થયેલા કદાચ સુરુચિપૂર્ણ ન લાગે તોય એ નોંધવા જેવો લાગ્યો એટલે નોંધુ છુ. અમારી સાથે જ ઇન્ટરના વર્ગમા એક મુરબ્બી યોગ્ય તપાસ કરી ત્યારે લાગેલું કે યશવંતનુ સિનિયર હોવાનું અભિમાન તો આમના આગળ રહે એમ જ નહોતુ. જે વર્ષે હુ ફર્સ્ટમા એ જ વર્ષે એ ફર્સ્ટ ઇયરમા. સાધારણ રીતે અમે વર્ગમા પાછલી પાટલીએ બેસીયે અને કોઈ અમને રંજાડે નહિ પણ આ મુરબ્બીને ન જાણે કેમ પણ અમારી સાથે જ આવીને બેસવાનો શોખ છૂટે. બધા જ સારું એવું ભૂંડુ બોલીએ. આ મુરબ્બીની આ નબળાઇ. બોલવા મથે તો ય એમનાથી બોલાય નહિ એટલે અમને ડારવા કહે: "તમારા જેવડા તો મારે legal છોકરાં છે અને illegal તો જુદાં" તરત યશવંત જવાબ દીધો: "આ બે Variety ભેળસેળ તો નથી થઈને?"

......અમદાવાદમાં યુવકસંઘ સ્થપાયેલો. એનું બંધારણ ઘડવાનું કામ ચાલે. જાણે વિદ્યાપીઠ વિરુદ્ધ ગુજરાત કોલેજ એવી દશા લાગે એક સભામા તો લગભગ હાથોહાથની મારામારી થવી જ બાકી રહેલી. સભા મુલતવી રહી. ફરી મળી. અને પહેલી જ કલમ સામે યશવંતનો વિરોધ: "સંસ્થાનું નામ અમદાવાદ યુવકસંઘ રહેશે" "આ સામે શું વિરોધ હોઈ શકે?" "વિરોધ નહિ એક સૂચના છે. શ્રી અમદાવાદ યુવકસંઘ કહો." "તમે બધા શ્રીની હિમાયત કરો છો?" "હા, પછીથી ધી આવી જાય તે પહેલા શ્રી લખી લેવો સારો..."

આજે આ લખતાં એ અત્યંત ઉષ્માભર્યા અને સુકુમાર દિલના મિત્રની યાદ આવે છે અને ઘણું સાભરે છે પણ...એક સાથે બે શૂળ ઊપડે છે, વીતેલા સમયની અને જતા રહેલા દોસ્તની ★

# વત્સલ વડીલ

કુ. ભાનુ ઝવેરી

મુ. યશવંતભાઈ અમારા કુટુંબના સ્વજન સમા સ્નેહી. છેક ૧૯૨૮–૨૯ની સાલ જેટલાં ઊંડાં એ મૈત્રીનાં મૂળ – પણ હું તો તેમનો પ્રથમ પરોક્ષ પરિચય સુદ્ધાં પામી ૧૯૪૮માં.

એ વરસે મારા પિતા, શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતને, તેમણે પસંદ કરેલું ઝવેરાત પહોંચાડવા દિલ્હી જતા હતા. મેં બાળસુલભ કુતૂહલથી તેમને પૂછ્યું :

'શાહી મહેમાન થવાની ખૂબ મજા પડશે ખરું ભાઈ?'

જવાબ મળ્યો, 'હા શાહી મહેમાન જ થવાનો છું, પણ તે નેહરુ કુટુંબમાં નહિ. તેમનાં મોટા ખાતામાં મારા જેવા અલગારી માણસને ફાવે નહિ. હું તો દિલાવર દિલના દિલ્હીના યજમાન, મારા જૂના મિત્ર ભાઇ યશવંત પંડ્યાને ત્યાં ઉતરવાનો છું. દિલ્હીમાં તો મારે બીજે ક્યાંય જવાય જ નહિ'

દિલાવર દિલના યજમાન! આ યશવંતભાઈ સાથે મારી પહેલી પહેચાન.

૧૯૫૦માં 'ગ્રંથાગાર' પ્રવર્તક પુસ્તકાલય શરૂ કર્યું ત્યારે તેમનું નાટક 'અ. સૌ. કુમારિકા' વાંચવા મળ્યું. મુગ્ધ બની ગઈ એ વાંચીને અને એવી તો તાલાવેલી લાગી કે ફાર્બસ સભા વગેરે પુસ્તકાલયોમાંથી તેમનાં અપ્રાપ્ય પુસ્તકો મેળવીને વાચી ગઇ ત્યારે જ જંપ વળ્યો. છેલ્લે છેલ્લે આપણા કવિઓ વિશેની તેમની લેખમાળા 'અખંડ આનંદ'માં વાંચી.

૧૯૫૪માં અવેતન રંગભૂમિમાં રસ લેતી થઇ ત્યારે ફરી એક વખત, એક વિદ્યાર્થિનીની હેસિયતથી તેમનાં નાટકોનો અભ્યાસ કર્યો. શી સુંદર, છટાદાર, અને તખ્તા ઉપરથી બોલીએ તો શ્રોતાઓને આજે પણ ચમકાવી દે અને બેઘડી વિચાર કરતા કરી મૂકે એવી ચમત્કૃતિ તેમના સંવાદોમાં ભરી છે તેમણે!! અને તે પણ આજથી ત્રીસ વરસ પહેલાં, જ્યારે અવેતન રંગભૂમિનું કોઇ સ્થાન નહોતું.

હું તો આભી જ બની ગઇ. કંઇક વિલાઇ ગઇ, ને ખૂબ નિરાશ થઇ ગઇ – માણસની કલ્પના ખોટી ઠરે ત્યારે થાય તેમ.

થોડીવારે અંદરથી યશવંતભાઇ આવ્યા લાક્ષણિક રીતે મોં મલકાવી સૌના સમાચાર પૂછ્યા મારો પરિચય પૂછ્યો. ખૂબ આત્મીયતાથી પહેલી જ મુલાકાતે વાતો થઇ.

તેમને જોઇને વળી હું મનોમન મલકાઇ. કેટલા ઠરેલ અને ઠાવકા હતા તેઓ! અને તેમના પિતાશ્રીના તો તેઓ નાનાભાઇ હોય એટલા મોટા લાગતા હતા. અને તો મેં કલ્પ્યા હતા તેવા જ નીકળ્યા ને?

આ મારું અને તેમનું પ્રથમ પ્રત્યક્ષ મિલન

ઇશ્વર આપે છે ત્યારે હજાર હાથે આપે છે ત્યા કરવામા પાછું વાળીને જોતો નથી. મહાકાળ જ્યારે છીનવી લે છે ત્યારે ગમે તેને, ગમે ત્યારે ઉઠાવી જાય છે એ યે નિર્દય થવામા પાછું વાળીને ક્યા જુએ છે? એ વખતે કોને ખબર કે આ અમારી છેલ્લી જ મુલાકાત હતી?

ત્યારપછી જુલાઈ ૧૯૫૫માં 'ગ્રંથાગાર' માસિક શરૂ કર્યું. આશીર્વાદ યાચના યોગ્ય વડીલોની યાદીમા ઉમળકાભેર યશવંતભાઇનું નામ અંતરમા ઉછળ્યું. તેમને પત્ર સાથે પ્રથમ અંક મોકલ્યો માર્ગીને બિછાનેથી પણ તરત જ વળતી ટપાલે પ્રત્યુત્તર આવ્યો.

૧૧૭૩, કૃષ્ણનગર<br>
ભાવનગર, ૨૧-૭-૫૫

ચિ પ્રિય ભાનુ,

તારો તા. ૧૯મીનો કાગળ મળ્યો ખૂબ આનંદ થયો અને સાથોસાથ શ્રી રસિકભાઇનું શુભ સ્મરણ થયું.

'ગ્રથાગાર'નો પહેલો અંક પણ મળ્યો. તે સંભારીને મોકલ્યો એ ખાતર આભાર માનું છું. તારી પ્રવૃત્તિને ફાલતી અને આકાર લેતી જોઇ ખરેખર આનંદ પામુ છું મારા અભિનંદન તો છે જ, પણ જે નિષ્ઠાથી તે આ પ્રવૃત્તિ ઉપાડી છે એને, તારુ માસિક ચાલે ત્યાસુધી વળગી રહેવાનું ઇશ્વર તને બળ આપે એવી મારી શુભેચ્છાઓ છે, એના મારા આશીર્વાદ છે

આપણે મુંબઇમાં રવિભાઇને ત્યાં મળ્યા હતા તે યાદ હશે જ મારી તબિયત હવે ઘણી સુધારા પર છે. દિવાળી સુધીમા સાવ સારું થઇ જવુ જોઈએ. હજી સ્વસ્થતાથી જાતે લખી શકતો નથી એટલે આ પત્ર મુ. બાબુભાઇ પાસે લખાવ્યો છે તને સંતોષકારક ઉત્તર આપી શકતો નથી અને હાલ તુરત 'ગ્રંથાગાર'ને સક્રિય રીતે મારા લખાણોથી સહકાર આપી શકું તેમ નથી તેનો મને વસવસો છે; પણ મારી લાચારી છે. હુ તો અત્યારે અપંગ જેવો પથારીમા પડયો છું બહેન! માટે માફ કરજે.

હું અહીં જ રહેવાનો છું એ ખબર તો મહીપતભાઇએ તને આપ્યા જ હશે. ઉપરના સરનામે ઘર લીધું છે સ્નેહ રસિકભાઇને વંદન.

સ્નેહાધીન,

યશવંતભાઈના આશીર્વાદ

નીચે સહી પોતે જ કરી છે કેવો ઉમળકાભર્યો આશીર્વાદ! પથારીમાં પડયા પડયા પણ મને સક્રિય સાથ આપવાની કેવી શુભેચ્છા! 'તારું માસિક ચાલે ત્યાંસુધી નિષ્ઠાને વળગી રહેવાનું ઇશ્વર તને બળ આપે.' એમ લખી, 'બહેતર છે કે માસિક બંધ કરજે, પણ નિષ્ઠા જાળવજે' એ વાત કેવી સ્પષ્ટ અને સહજ રીતે સમજાવી છે તેમણે!

આવી શુભેચ્છાઓ અને આશિષો આપણને જાગ્રત રાખવામા, સંનિષ્ઠ બનાવવામા કેવો મહત્ત્વનો ભાગ ભજવે છે? નબળાઈની પળોમાં એ જાગ્રત મન તરત જ પડકાર કરે છે કે 'અલી, આ બધા આશીર્વાદોનો તો કંઇક વિચાર કર! શું એ બધી શુભેચ્છાઓને લજવવી છે તારે?'

યશવંતભાઈ તો ગયા. દિવાળી સુધીમા તો સાવ સારું થઇ જશે એવો વિશ્વાસ આપ્યો હતો છતા ગયા મૂકતા ગયા શુભેચ્છાઓ અને આશીર્વાદની સૌરભનો વારસો. એવા સુભગ સૌરભથી જ તો જિંદગીના ગૌરવનો ગુલશન મહેકતો રહે છે ને?

★



શ્રી અનન્ત પરમાનન્દ ઠક્કર
શાહબાઝ’

# આવે છે

(મુખમ્મસ)

અલકલટથી મહામંગલ પરિમલ આજ આવે છે,
સજી અંજન કરીને નેત્ર શ્યામલ આજ આવે છે,
ધરીને નૂરથી ભરપૂર કુંડલ આજ આવે છે,
સુરાહીમાં ભરી મદિરા છલોછલ આજ આવે છે,
અનર્ગલ રૂપની પ્રતિમા નિરંચલ આજ આવે છે.

અઝાનો મસ્જીદે બાંગી હજી છેડી રહ્યો શાને ?
નમાઝે તું હજીયે સર્વને તેડી રહ્યો શાને ?
પૂજારી પુષ્પ તું ઉદ્યાનનાં વેડી રહ્યો શાને ?
હજીને મંદિરે અભિષેક તું રેડી રહ્યો શાને ?
સ્વયં અભિષેક લેવા એ કરોજ્જવલ આજ આવે છે.

બધે સૌ નિરનિરાળા પંથ ઉપર સંચરી લેજો,
અને સ્વાગતની તૈયારી ઘરે કરવી કરી લેજો,
ન જાયે હાથથી દિલ, સૌ પ્રયત્નો આચરી લેજો,
તમારાં દીન ને ઇમાન ઊંડાં સંઘરી લેજો,
ઝુંટવવા દિલ અને ઈમાન નિશ્ચલ આજ આવે છે

ભલા ઓ શેખ શેખી છોડીને નૈચ.ર થઈ જાજે,
સજેલું સૂત્ર તોડી વિપ્ર તું ખુદ તાર થઈ જાજે,
તજીને અસ્મિતા ઓ જ્ઞાની તું લાચાર થઈ જાજે,
અખંડિત હાસ્યને જોવા તું એકાકાર થઈ જાજે,
નયનમાં આંજવા પ્રજ્ઞાનું કાજલ આજ આવે છે.

અરે શાહબાઝ, તારું ઉડ્ડયન તું બંધ રાખી દે,
બહુ જોયું હવે તારાં નયન તું બંધ રાખી દે,
બટકણી કોકિલા તારું કૂજન તું બંધ રાખી દે,
અરે બુલબુલ, હવે તારું રુદન તું બંધ રાખી દે,
સુરાહીનું પરમ સંગીત કલકલ આજ આવે છે.

'શાહબાઝ'

# શાહબાઝ

વિદ્યુતરાય દેસાઈ

સ્વ. અનંત ઠક્કર સાથેનો પરિચય તો માત્ર પાંચ જ વરસનો, પણ એટલા ટૂંકા ગાળામાં પણ એમના સ્વભાવની સૌરભ અને મનની મધુરપભરી મ્હેકની અનુભૂતિ સારા પ્રમાણમાં થઈ

વયમાં અમારાથી નાના હોવાને કારણે મને અને મારી ઉમરનાને તેઓ 'મુરબ્બી' તરીકે સંબોધતા "ભાવનગર સમાચાર"ના છાપખાનામાં અવારનવાર મળવાનું થતું ત્યારે મને આ મુરબ્બીવટ મુંઝવતી, પણ અનંતને તો નાના રહેવામાં જ આનંદ આવતો. એકાદ વખત તો મેં પૂછેલું પણ ખરું કે, "તમારી કલ્પનાને તો 'ગગન પણ ટૂંકુ પડે છે' નાનું જણાય છે, ત્યારે તમે નાના શાના?" જવાબ માત્ર સ્મિતભર્યા મૌનમાં જ સમાઈ જતો

૧૯૫૦માં ભાવનગરમાં 'કલમ મંડળ'ની સ્થાપના થઇ ત્યારથી, દર શનિવારની તેમ જ ખાસ એટલે કે શનિવાર સિવાયની મિજલસોમાં તેઓની હાજરી ઘણે ભાગે તો હોય જ. મિતભાષી એટલા કે આંખથી વાત થય ત્યાંસુધી સ્મિત પૂરતા જ હોઠ હલાવે. 'કાવ્યસભા' અને 'કલમ મંડળ' ને એક બીજાથી અલગ તારવી શકાય તેમ છે જ નહિ, છતા 'કાવ્યસભા'ની દર માસની પહેલી તારીખે રાત્રીની બેઠકમાં અમારે ઘણે ભાગે તો સાથે જ જવા આવવાનું હોય ... ત્યારે ત્યાં દોર પ્રમાણે નવીન કાવ્યકૃતિઓ તેમના બુલંદ, સુરીલા, મસ્ત કંઠમાંથી ગળાઇને બહાર પડતી, તે જ તેઓની ગીતસંગીતવાણી સાંભળવા મળતી એ સ્વરગુંજનમાં કાવ્યનો દિવ્ય પ્રેમ અગર ભેખ સદા દેખાતો.

૧૯૫૨માં પૂ. કાકાશ્રી ફૂલચંદ મોહનલાલ ઝવેરી, 'કલમ મંડળ'ના આમંત્રણે ભાવનગર પધારેલા તેમની સાથે શ્રી જ્યોતીન્દ્ર દવે પણ અંગત આમંત્રણે આવેલા એ સમયે ભાઇ અનંતે એક ફારસી ગઝલ તે પ્રસંગને માટે જ ખાસ રચેલી. તેના તરજુમા સાથે સમજાવી સંભળાવી ત્યારે ફારસીના તજ્જ્ઞ દી બ ઝવેરી અને શ્રી. જ્યોતીન્દ્રભાઇ બંનેએ 'શાહબાઝ'ને અભિનંદન આપેલા.

તે સમયને અનુરૂપ એક રેડિયો નાટિકા પણ રજૂ થયેલી. જેમાં ભારતને ચરણે નવ અમરો – ચિરંજીવીઓની સંવાદાત્મક 'કાલ્પનિક પરિષદ' યોજેલી. તેના પાત્રોની સંવાદ સજાવટમાં અમે અનંત પાસે થોડી સૂચનાઓ ને સુધારાવધારા મેળવવા પ્રયત્ન કરેલો. એ માટેનો તેનો સાહિત્યિક અધિકાર પણ હતો. પણ તેમણે તો ખૂબ નમ્રતાપૂર્વક, "એમાં હું શું સૂચવી શકું?" એટલું જ કહ્યું. એ નવ અમરપાત્રો લખાયાં – ભજવાયાં ત્યારે કોઇ કલ્પના જ શેની હોય કે,– આ – અનંત પોતે જ કાવ્યદેહે અમરપાત્ર રૂપે અબોલ રહી, અમારી વચ્ચેથી અચાનક ઉડી જશે? પણ અત્યારે તો એ 'શાહબાઝ' ખરેખર ઉડી જ ગયો!

તેમનાં એક એકથી ચડીઆતાં, ઉત્તરોત્તર ઉન્નત કલ્પનામાં વિહરતાં અનેક ગીતો, ગઝલો, પારણાં કે હાલરડાં, જાગૃતિ કે સ્વપ્નાં અને વન-ઉપવનોનાં કોકિલના મીઠા કલરવ તો મનમાં અંકિત થઈ ગયા છે. ઉપરાંત મહત્ત્વાકાંક્ષાનું પારદર્શક સ્વરૂપ દર્શાવતું તેમનું સચોટ, મીઠું અને કટાક્ષમય કાવ્યગીત 'મહત્ત્વાકાંક્ષા' તેમના ઉચ્ચ કવિત્વની આપણને ઝાંખી કરાવે છે. તેમનું એવું જ બીજું કાવ્ય 'હાલરડું' પણ ઇતિહાસની કડીબદ્ધ સાંકળી સમું ઉત્તમ કાવ્ય છે. જેમાં સમ્રાટો અને સન્યાસીઓ, ભક્તો અને ભૂપાળો, નરસિંહ– મીરાં અને ઝાંસીની રાણી, પ્રતાપ અને શિવાજી એ સૌને સાંકળી લઇને પ્રાચીનથી અર્વાચીન સુધીનું યુગદર્શન અને ઇતિહાસદર્શન એમાં કવિએ આપણને તલસ્પર્શી રીતે કરાવ્યું છે.

અંતમાં 'શાહબાઝ'ની પાંખોનાં પ્રત્યેક પીંછામાં ગીત અને ગઝલો ગુંજતી અને ગાજતી એવું ઉડ્ડયન અનંત નાદ સંભળાવતું. તેની પાંખોનો વિસ્તાર અનંત આકાશના આવરણરૂપ હતો, એટલે જ 'અન્ય ગગન'ની શોધમાં તે ઊડી ગયો ... પણ તેની પાંખોના મૂલ્યવાન પીંછા તો અહીં જ ખંખેરતો ગયો. એ પ્રત્યેક પીંછુ કલ્પનાના આભમાં વિહાર કરતું, ઘુમરીઓ લેતું અનંતની શોધમાં ઊડી રહ્યું છે.

(અનુસંધાન ૧૧૨ મે પાને)

# અનન્તની આરાધના

હરિન્દ્ર દવે

મૃત્યુની એક વિશેષતા છે: એ કોઈપણ વ્યક્તિની કારકિર્દીના પ્રત્યેક ઉજ્જ્વળ અંશને ઝગમગાવી દે છે કોઈપણ વ્યક્તિના અવસાનના સમાચાર આપણા સ્મૃતિજલમાં એવું આંદોલન જગાવે છે, જેનાં વર્તુલો અસીમે ક્ષિતિજની યે પાર ચાલ્યા જઇ શકે એવાં વિશાળ મનનાં જાય છે

–પરંતુ સમયની યે વિશેષતા છે. એ સ્મૃતિજલને એવી સ્વસ્થતા બક્ષી શકે છે કે તેની સ્થિર સપાટી પરથી છેક તળિયા સુધી આપણે પારદર્શક નજર ફેંકી શકીયે છીએ.

અનુભાઈ ઠક્કરના અવસાન પછી સર્જાયેલાં આંદોલનો આજે હવે જ્યારે સ્થિર થયા છે ત્યારે વધુ સ્વસ્થપણે એ વ્યક્તિત્વની ફોરમને હું માણી શકું છું–પિછાણી શકું છું.

સહૃદય, સંનિષ્ઠ અને સૌજન્યમૂર્તિ અનુભાઈનું જીવન એક મૂક સાધના સમાન હતું. જીવનના જે જે ક્ષેત્રમાં તેમણે પ્રવેશ કર્યો હતો, એ બધા જ ક્ષેત્રોને તેમની અદબ જાળવવી પડી હતી. તત્ત્વજ્ઞાન એ તેમનો પ્રિય વિષય હતો; આ વિશેનું તેમનું વાચન પણ ઘણું સમૃદ્ધ હતું; જ્યોતિષ વિજ્ઞાન તેમનો પ્રિય વ્યાસંગ હતો. તેને વ્યવસાયમા પલટયો હોત તો કદાચ તેઓ ઘણા શ્રીમંત બની શકયા હોત. આ અંગેની લલચામણી ઓફરોનો ઉત્તર અનુભાઇએ હમેશાં એટલો જ આપ્યો હતો કે, "વિદ્યાદાન દ્વારા આજીવિકા મળી રહે છે એ ઘણું છે. વિદ્યાનું વેચાણ કરવા નથી નીકળવું." અને શિક્ષકમાંથી શ્રીમંત બનવાની અલભ્ય તક તેમણે જવા દીધી હતી

આ અવ્યવહારુ જેવા લાગતા વર્તન પાછળ રહેલું રહસ્ય સહેજ સ્વસ્થતાથી વિચાર કરીયે તો તરત જ સાંપડયા વગર રહેતું નથી. તેમની મંઝિલ ઘણી બુલન્દ હતી. તેમણે જે લક્ષ્યને નજરમાં રાખીને આત્માની આ સફર આરંભી હતી એ ઘણું મહાન અને પવિત્ર હતું. જીવનના વિવિધ ક્ષેત્રમાંની તેમની સિદ્ધિઓને તેઓ એ મંઝિલ પર પહોંચવાનું સાધન માત્ર માનતા હતા. એટલે જ તેમણે કવિ તરીકે

ખ્યાતિ પામનાનો હક હતો છતા એ માટે વિશેષ પ્રયાસો ન કર્યા કવિતા ત્યારે જ લખી, જ્યારે કોઇ કલ્પના તેમના હૃદયમાથી શબ્દોનો આકાર પામવા માટે બેચેન બની જતી! આ જ કારણ હતુ કે પત્રકારત્વના ક્ષેત્રે તેઓ ઘણુ કરી શકે એમ હતા છતા ભાવનગર જેવા નાનકડા કેન્દ્રમા એક શિક્ષકના વ્યવસાયમા તેમણે સતોષ માની લીધો

તેમની કારકિર્દીના અનેકવિધ ક્ષેત્રમાથી મારો સૌથી નિકટનો પરિચય તેમની કવિતા સાથેનો હતો—અને હુ એ વિશે જ અહી થોડુ લખીશ કારણ કે હુ માનુ છુ કે તેમની સાધનાના આખરી ધ્યેયની ઝાખી પણ તેમની કવિતામાથી જ સાપડી શકે છે

તેમને સસ્કૃત પર પણ સારો એવો કાબુ હતો પરતુ તેમનુ શ્રેષ્ઠ સર્જન ફારસી છદોમા જ થયુ છે સુધીનાદની ઘેરી છાયા તેમના પર હતી અને આથી જ તેમની કવિતા એક મહાન વિષયને નાજુક રીતે છેડી શકતી બની છે

સારી દુનિયા પર ખિનાવુ
હૂ સવારે નવબહાર
રાતભર સાન્નિધ્યનુ
એક જ સ્વપ્ન આપો મને

એક ખૂબ જ નાજુક કલ્પના અહી અનોખી રજૂઆત પામે છે કવિ 'રાતભર સાન્નિધ્ય' પણ નથી ઝખતા—માત્ર ઝખે છે એ સાન્નિધ્યનુ સ્વપ્ન—અને જો આટલુ પણ પામી શકાય તો કવિને શ્રદ્ધા છે કે સમગ્ર સૃષ્ટિ પર વસતનો વૈભવ વર્ષાવી શકે એટલી સમૃદ્ધ તાઝગી તેમની કવિતામા આવી શકે

એ જ કવિતામા એક આવી જ ખૂબસુરત અને સહૃદયતાપૂર્ણ કલ્પના છે કવિ ઇશ્વરને કહે છે કે માત્ર મારી કવિતામા તારા સુધી પહોચી શકે એટલી તીવ્રતા પેદા થાય તો પછી સમગ્ર વિશ્વના દુખનો બોજ પણ સહન કરવા હુ તૈયાર છુ કારણ કે એ પછી હું મારા આ બોજ માટે તને ફરીયાદ કરી શકીશ આ પક્તિઓ લખવા

માટે કોઇ પણ કવિ ગૌરવ ધરાવી શકે.

> ઓજ આખા વિશ્વના
> દુઃખનો ઉઠાવું એકલો,
> આપને ફરિયાદ કરવા
> જો કવન આપો મને.

અન્તુભાઇની કવિતા આમ રહસ્યમયતાને ઉકેલવાનો પ્રયાસ કરે છે–પરંતુ એ પોતે તો સરળ અને ચોટદાર જ રહે છે. એટલે કે સાચા અર્થમાં રહસ્યમય કવિતા તેઓ લખી શકયા છે, સુન્દર અને સહજ ભાવપ્રતીકો દ્વારા તેઓ લાગણીને વ્યકત કરે છે, અને થોડા જ શબ્દોમાં વિશાળ અર્થસૃષ્ટિને સમાવી દે છે.

તેમનું કવિ તરીકેનું ઉપનામ પણ એક અર્થસભર ઉપનામ છે. તે છે, "શાહબાઝ" શાહબાઝ એટલે ગરુડ. ગરુડના જેવી કલ્પનાની પરવાઝ અન્તુભાઈ પાસે હતી માત્ર તેમણે કદીયે આવી સિદ્ધિઓની કેડી પરથી કીર્તિનો રાજમાર્ગ કંડોળવાની અપેક્ષા રાખી ન હતી. અને એથી જ તેમણે પોતાની કવિતા પ્રવૃત્તિને વધુ સુવ્યવસ્થિત રીતે વિકસાવવાની કોશિષ ન કરી. જો એ વિકસી હોત તો કયાં જઇને અટકી હોત તેની ઝાંખી આપી શકે એવી એક કવિતામાની પાંચ પંક્તિ આપણે જોઇએ.

> ગગનમાં કૂજતા કો
> કિન્નરોના સાજ પૂછે છે,
> સમાધિમાં રહેલા
> યોગીની પરવાઝ પુછે છે,
> સદા ઘૂઘવી રહેલો
> સાગરે આવાઝ પૂછે છે,
> મઢેલા આભ પર પહોંચી
> કોઇ 'શાહબાઝ' પૂછે છે,
> 'કે આ આસ્માન છે કે
> કોઇની પાલવકિનારી છે?'

પ્રકૃતિની અપાર વિશાળતાને એક નાજુક ભાવપ્રતીક દ્વારા કવિ વર્ણવે છે. એ વિશાળતાનો પાર તો પરલોકના એ કિન્નરો પણ નથી પામી શક્યા જેઓ ગગનમા પોતાનાં સાજનો ઝંકાર ફેલાવતા ઘૂમતા રહે છે; એ અપાર વિશાળતાનો તાગ લેવા તો સમાધિસ્થ યોગીનો આત્મા પણ અનોખી પરવાઝ (ઉડ્ડયન) આરભતો હોય છે, પણ તેને યે એની સીમા નથી જડતી. ક્ષિતિજોની દેખીતી સીમાઓને દૂર-સુદૂર સુધી વિસ્તરતી જેના સાગરના તરંગોમાંથી ઉઠતા નાદો માટે પણ એ રહસ્ય અજાણ્યું જ રહ્યું છે. આવા રહસ્યને પામવા માટે તો કવિ ગરુડની પરવાઝથી વાદળ-મઢયા આભના રંગીન સીમાડાઓ સુધી જઇ પહોંચે છે અને આ બધા રહસ્યનો નિચોડ પામી લે છે.

'અહીં આસ્માન છે કે
કોઇની પાલવ કિનારી છે?'

ના, આ આકાશ તો નથી; પ્રકૃતિ દેવીના લહેરાતા પાલવની કોર માત્ર છે. નરી આંખે તો શું પણ આટલા ઉડ્ડયન પછી પણ માત્ર પાલવની કોર જ આપણે જોઇ શકયા છીએ. સિધ્ધો અને મુનીઓ જેનો પાર ન પામી શકયા તે રહસ્ય એક કવિની કલ્પનાએ પિછાણી લીધું. આવી વિશાળ કલ્પના કવિએ માત્ર પાચ જ પંક્તિમા કેટલી ખૂબી સાથે સમાવી છે?

કવિતા ઉપરાંત પણ અનુભાઇએ નવલિકા, નિબંધ, નાટિકા વગેરે વિવિધ ક્ષેત્રોનું ખેડાણ કર્યું છે, પરંતુ તેમાનું મોટા ભાગનું તો જ્યારે કોઇને જરૂર પડી ત્યારે જ રચાયેલું છે. આવી ઘણીખરી કૃતિઓ તો તેમના વડીલ બંધુ શ્રી. રામુ ઠક્કર પ્રથમ જ્યારે 'મોજ મજાહ' ચલાવતા હતા ત્યારે અને હાલમા તેમના તંત્રીપદ હેઠળ આવતા 'નવજીવન' માં પ્રસિદ્ધ થઇ ચૂકી છે.

આજે જ્યારે અનુભાઇ આપણી વચ્ચે નથી ત્યારે મને તેમની સિદ્ધિઓ કરતાં યે વધુ તો એ મંઝિલો યાદ આવ્યા કરે છે કે જે તેઓ વધુ જીવ્યા હોત તો સર કરી શકત! એ કલ્પનાઓ યાદ આવે છે, જેને માત્ર તેવોજ જીવતી કરી શકે તેમ હતા.

આજે તેઓ નથી, પણ તેઓ હમેશા માનતા કે મૃત્યુ એ કંઇ જીવનનો પૂર્ણવિરામ નથી, અને જન્મ એ જીવનનો આરંભ નથી જીવન એ જન્મથી પણ અનાદી અને મૃત્યુથી પણ અનન્ત એવી વસ્તુ છે એટલે તો તેમણે મૃત્યુને 'કબુતર' ના પ્રતીકથી સંબોધ્યુ હતું. દેહ પૂરતી તો મૃત્યુની અનિવાર્યતા તેઓ જાણતા જ હતા તેમણે જ લખ્યું છે.

કિસ્મતમા લખી એક
મુલાકાત છે રહી
'શાહબાઝ' કબુતરનુ
જ્યા નિશાન થઇ જશે।

જીવનની એક મુલાકાત હજી બાકી છે, જ્યા ગરુડ એક કબુતરનુ નિશાન બની જશે.

મોત રૂપી કબુતર માત્ર 'શાહબાઝ' ના દેહને નિશાન બનાવી શક્યું છે શાહબાઝનો આત્મા તો આજે પણ એ રહસ્યમય આકાશી ઊંડાણોની પરવાઝ વીંઝતો હશે અને પ્રકૃતિના અગોચર રહસ્યના એક પછી એક ભેદ ઉકેલતા ઉકેલતા ગુંજતો હશે.

અહી અકાશ છે કે
કોઇની પાલવફિનારી છે!'

# મારો ભાઈ

કપિલ ઠક્કર

ચિ પ્રિય ભાનુ,

'ગ્રંથાગાર'ના વિશેષાંક માટે ભાઈ અનંત વિશે એક લેખ લખી મોકલવાની તારી માગણી આજે એક મહિનાથી ઊભી છે તે દર્શાવેલી સમય મર્યાદા પણ વીતી ગઈ છતાં કંઈ જ લખી શકાયું નથી ક્યાંથી લખાય? આ કામ મારે માટે કેટલું કપરું છે તેનો અંદાજ તને શી રીતે આપું? ભાઈ અનંતના અકાળ અવસાન નિમિત્તની શોકસભાઓના ઠરાવો અને આશ્વાસન આપતા સ્નેહીઓના પત્રોના પણ પૂરા જવાબ નથી લખી શક્યો આ મારી માનસિક સ્થિતિ છે, ત્યાં એને વિશેના સંસ્મરણોને ઉથલાવી લેખ તો શી રીતે તૈયાર કરી શકું?

આજે જાન્યુઆરીની પહેલી તારીખ છે અનંતની વિદાયને આજે બરાબર બે માસ પૂરા થયા તા ૩૧મી ઑકટોબરને શરદ પૂર્ણિમાની એ મધરાત હતી જ્યારે અનંત એ અનંત નિદ્રામાં પોઢી ગયો—પાછો ઊઠ્યો જ નહિ એ શાશ્વત શયનમાંથી કોઈ જાગ્યું છે?

તા ૩૦મી ઑક્ટોબર—રવિવારની સવારે, ભાવનગર થિયોસોફીકલ લૉજની વાર્ષિક બેઠક હતી નવા વરસના હોદ્દેદારો અને સમિતિના સભ્યોની ચૂંટણી થવાની હતી આ સભામાં અનંતે હાજરી આપી કમિટીમાં રહીને કામ કરવાનું તેણે સ્વીકાર્યું હતું સભા પૂરી થયે અમે ઘર તરફ ચાલ્યા એ સમયે મહાકાળની છલનાની કોને ખબર હતી? ત્યારે કોઈ દેવદૂતે આવીને મારા કાનમાં કહ્યું હોત કે માત્ર અડતાલીસ કલાકમાં જ આ તારા ભાઈનું શરીર તારે ચિતા પર પોઢાડીને રાખ કરી નાખવું પડશે તો હું એ માનત ખરો? અને છતાંયે એ એક હકીકત છે

રસ્તે ચાલતા, 'હરજીવનભાઈને જરા મળતો આવું' એમ કહી એ મારાથી જુદો પડી પાછો વળી ગયો શ્રી હરજીવનભાઈ મહેતા, ભાવનગર થિયોસોફીકલ લૉજના પ્રમુખ અને એક ઊંડા અભ્યાસી થિયોસોફીસ્ટ છે તેમની સાથે અનંતને શું વાત થઈ એ તો તેમણે

મને પછીથી કહેલું પણ તાજેતરમા પોતે જોયેલા એક સ્વપ્નની વાત એમને કહેવાની હતી એ સ્વપ્નમા ભાઇ અનંતને સ્વ પૂ શ્રીમતી એની બેસન્ટના દર્શન થયેલા તેઓ પોતાના સ્કાઉટના પોષાકમા હતા માથે સ્કાઉટનો ફેટો પહેરેલો હતો શ્રીમતી બેસન્ટ થિયોસોફીકલ સોસાયટીના ભૂતપૂર્વ પ્રમુખ, મહાન દીક્ષિત અને અમારા સૌના આધ્યાત્મિક ગુરુ એમણે ભાઇ અનતની આગળી પકડીને પોતાની તરફ જાણે ખેચી લીધો, અને એ પછી આસપાસ ઉગેલી નાગરવેલના પાન કરમાઇ ગયા. એવા પ્રકારનુ એ સ્વપ્ન હતુ. એ પછી અનંતે હરજીવનભાઇને કહેલુ કે હવે આજથી કોઈ તરફ મને રાગ-દ્વેષ નથી હું સૌને ક્ષમા આપું છુ અને સૌની ક્ષમા ચાહું છુ બીજીયે ઘણી વાતો કરી. હરજીવનભાઇનો અને એનો આ શરીરમા એ છેલ્લો મેળાપ હતો – જાણે વિદાયવેળાની માફા માફી હોય નહિ ?

જ્યોતિષનું એનું જ્ઞાન બહુ ઊંડું હતું એ તો તને ખબર છે. ૧૯૫૪ના નવેમ્બરની ૧૭મી તારીખથી શરૂ થતું એનું વરસ પોતાને માટે સારું નહોતું એની એને આગાહી હતી. ગઈ દિવાળીની આસપાસ ૧૭મી નવેમ્બર આવે ત્યાંસુધી એ તદ્દન સલામત નહોતો એવી તેની અંતરની માન્યતા હતી. આના અનુસંધાનમા એની બધી જ યોજનાઓ 'દિવાળી પછી શરૂ કરવા માટે ઘડાયેલી હતી. પણ છેલ્લાં છ સાત માસથી પિત્તાશયની પથરીનો તેનો રોગ તદ્દન શાંત હતો એટલે અમને તો હવે એ દર્દ સાવ જ શમી ગયું છે એવી ખાત્રી હતી. અને અમે કોઇ, કંઇ પણ પ્રકારની અનિષ્ટ કલ્પના તો થોડી જ કરવાના હતા?

તા. ૩૧મીની મધરાતે, રામુભાઈ એમના વિલેપારલાના રહેઠાણમા એકાએક અકળાઇને, ઝબકીને જાગી ગયા. શિયાળા જેવી ઠંડી હવા હતી છતાં પંખો ચાલુ કરવા જેટલો ઉકળાટ એમણે અનુભવ્યો. વાતાવરણ જ જાણે બેચેન બની ગયું એવી અનુભૂતિ એમને થઈ મધરાત પછી ત્રણ વાગે એમના ટેલીફોન ઉપર ટ્રંક કોલ આવે છે એવી સૂચના થઇ, અને પછીની દસ મિનિટમા એને આ આકરા

આપણા દુઃખમાં દુઃખી થનારા સંખ્યાબંધ મિત્રો, સ્વજનો અને સ્નેહીઓ અહીં છે, જેમને અનંતની ખોટ એક સ્વજનની ખોટ જેમ સાલે છે. એટલું સાંત્વન ઘણું મૂલ્યવાન છે બાકી એ જખમને રૂઝ નહિ વળે શાળામાં એમની ખુરશી ખાલી ભાળી વિમાસણ કરતા સાથીઓ અને વિદ્યાર્થીઓ – વિદ્યાર્થિનીઓને એમની ખોટ સાલશે કાવ્યસભા, કલમ મંડળ અને મુશાયરાઓમાં એમના પ્રતિભાશાળી વ્યક્તિત્વ, બુલંદ અવાજ અને ઉન્નત ગઝલોની ખોટ સાલશે

"આ ગગન ટૂંકું પડે, બીજું ગગન આપો મને"

એમ ગાનાર 'શાહબાઝ'ને શરદ પૂનમની રઢિયાળી મધરાતે ઇઝરાઇલ અનેક વિશાળ ગગનોમાં ઉડાવી ગયો અને એનો આશીયાનો વીંખી નાખ્યો એનું શું બયાન કરું?

મને લાગે છે કે એનું બયાન ન કરું.

સમય જતાં ઘા રૂઝાય એ એક પ્રચલિત સાંત્વન વાકય છે. ઘા રૂઝાય એટલે એને ભૂલી શકાય ભાઇ અનંતને ભૂલી જતા શીખવું અને ઘા રૂઝવવો. એને નહિ ભૂલી શકાય એ ઘા ભલે હમેશા તાજો રહે. એ વેદના સહી લેશું.

કૃષ્ણનગર — લિ. શુભેચ્છક,

ભાવનગર, ૧-૧-૧૯૫૬ — કપિલના આશીર્વાદ

---

[ અનુસંધાન પાના ૧૦૩ થી ]

નશ્વર દેહને લઇને 'શાહબાઝ' ઉડી ગયો. કાવ્યદેહે અમર થઈ ગયો. ત્યારે જ તો એની તત્ત્વજ્ઞાનની કવિતામાં એ કહે છે કે:–

"તમારા શ્વાસથી બ્રહ્માંડનાં તત્ત્વો રચાયા છે,  
તમારા નૂરના નભમંડળે પ્રતિબિંબ છાયાં છે,  
અણુનાં સ્પંદનોમાં સંસ્તવન ઘેરાં ગવાયાં છે,  
ધરા ને સ્વર્ગ, દેવો, માનવો સૌ સૂચવાયાં છે,  
–તમારી મૂર્તિમાં બ્રહ્માંડના ભેદો સમાયા છે."

ગયા માસમાં ઑલ ઇન્ડીયા રેડિયો મારફત બે સાહિત્યક કાર્યક્રમો રજૂ થયા. વડોદરાથી કવિ સંમેલન અને મુંબઇથી મુશાયરો

આ બંને કાર્યક્રમોમાં જાહેર પ્રજાના નાણાની સારી એવી રકમ ખરચાઇ હશે, અને નભોવાણીના હજારો શ્રોતાજનોએ આ કાર્યક્રમને સમયનો ભોગ આપીને સાંભળ્યો હશે.

કવિ સંમેલન માટે એક સહૃદય કવિ-વાચક મિત્રે અમને બે લીટી જ લખી છે, જે ઘણી સૂચક હોવાથી અત્રે ઉતારી છેઃ 'કવિ સંમેલનનો કાર્યક્રમ ખૂબ રસપૂર્વક સાંભળવા બેઠો, પણ ક્યારે ઉંઘ આવી ગઈ તેની ખબર ન પડી.'

શ્રી. અવિનાશ વ્યાસ, શ્રી મુળજીભાઇ, શ્રી વેણીભાઇ પુરોહિત, શ્રી. નન્દકુમાર પાઠક, શ્રી. કરસનદાસ માણેક અને શ્રી. ચન્દ્રવદન મહેતા સિવાય સૌની રજૂઆત સાવ ફીકી લાગી. કવિને પોતાના કાવ્યો વિવરણ કરીને સમજાવવા પડે એ શોભાસ્પદ ન લાગ્યું. ઉપરાત કેટલાક કવિઓ હવે પોતાના કાવ્યો ગાવાનો અભરખો બંધ કરે તો વધુ ઠીક થશે એમ પણ કહેવું જ પડે

મુશાયરામા શ્રી. બેજન દેસાઇ, શ્રી. અમીન આઝાદ, શ્રી. પેસ્તનજી કાપડીયા અને શ્રી. મધુકર રાંદેરિયાની રજૂઆત સારી હતી. જ્યારે શ્રી. નીતુ મઝુમદાર અને શ્રી. બરકત વિરાણીની ગઝલો, શાયરની ખુમારી, વિચારની સમૃદ્ધિ, અલંકારના ઔચિત્ય અને ભાષાની પ્રૌઢીથી સભર હતી એટલું જ નહિ પણ બંનેની રજૂઆત કરવાની ઢબ પણ અભિનન્દન માગી લે એટલી મસ્ત અને અભિરામ હતી.

કોઈનો નામનિર્દેશ કર્યા સિવાય જ કહીશું કે કેટલાક જાણીતા શાયરો જાણે વેઠ ઉતારતા હોય એવું વાતાવરણ પેદા કરી ગયા. 'લીલા'ની કંટાળાજનક વાતો હવે તો શ્રી. જ્યોતીન્દ્રભાઇએ પ્રમુખસ્થાનેથી કહ્યું તેમ પ્રલાપ જેવી જ લાગે છે. અને જે શાયરના ઉચ્ચારો પણ કઢંગા હોય તેમને બોલાવવાનો દુરાગ્રહ શા માટે?

ટૂંકમાં મુશાયરો એટલો તો કંટાળાજનક હતો કે હંમેશના રંગીન

પ્રમુખ શ્રી. જ્યોતીન્દ્ર દવેને પણ એ ક્રીડાએ આવરી લીધા.

ગને કાર્યક્રમોમાં સમગ્રપણે જોતાં રજૂઆતનું ધોરણ સાવ જ સામાન્ય હતું. આવા શ્રાવ્ય કાર્યક્રમોમાં રજૂઆત જ મુખ્ય વસ્તુ ગણાય–ગણાવી જોઈએ સફળ અને કર્ણપ્રિય રજૂઆત તો પૂર્વ તૈયારી–રિયાઝ–માગી લે ..એમાં વેઠ ઉતારવાની ભાવનાને સ્થાન ન જ હોય અહીં દોષમાં નભોવાણીના સંચાલકોની જવાબદારી પણ ઓછી ન જ ગણાય અન્ય કાર્યક્રમો માટે 'અવાજ પરીક્ષા' નો આગ્રહ સેવવામાં આવે છે તો અહીં શા માટે નહિ? કાવ્યો પણ પહેલાથી માગવામાં આવે છે અને કોઈ પણ ગુજરાતી સામાયિક આપે છે તેના કરતા પુરસ્કારનું ધોરણ પણ ઊંચુ જ છે તો અપ્રકટ કૃતિઓ માટે આગ્રહ કેમ નથી સેવાતો? જો સિધ્ધહસ્ત કવિઓ પાસે કંઈ નવુ ન હોય તો નવોદિતો માટે તેમણે હવે મેદાન ખાલી કરવુ જોઈએ • શ્રોતાઓ માટે જ યોજાતા આ કાર્યક્રમો સબંધી આમ જનતાને–આમશ્રોતાગણને આટલુ કહેવા–પૂછવાનો તો જરૂર અધિકાર છે. શ્રી. કરસનદાસ માણેક 'મને છેડશો ના' એ એકનું એક કાવ્ય કવિસંમેલન અને મુશાયરામાં રજૂ કર્યું, અને આખું કુટુંબ સાથે બેસીને સાંભળતું હોય એવા કાર્યક્રમમાં શ્રી. રાજેન્દ્ર શાહના, 'નિતંબને ધોળા' જેવા શબ્દપ્રયોગવાળા કાવ્યને રજૂ કરવાની મંજૂરી મળે એ બંને વાતો આશ્ચર્ય અને ખેદ ઉપજાવે તેવી છે.

અમને આશા છે કે ઑલ ઇન્ડીયા રેડિયોના જાગ્રત અને સંનિષ્ઠ સંચાલકો, સાહિત્યરસિક શ્રોતાઓનો આ અવાજ, આ ફરિયાદ વાંચશે અને વિચારશે.

☆

સદ્‌ગત સારસ્વતોને

અમારી ભાવભરી અંજલિ

# બાંધ ગઠરિયાં

ચન્દ્રવદન મહેતા

(હપ્તો છઠ્ઠો)

શામળ ભટ્ટની બત્રીશ પુતળીની વાર્તાની ચોપડી જેમ હાથે ચઢતી તેમ 'ગુણસુન્દરીની કુટુંબજાળ' પણ અવારનવાર હાથે આવતી, અને તે અમે વાચતા સરસ્વતીચંદ્રનો ચોથો ભાગ માગતા તો મોટા મામાજી તરત કહેતા કે નાહકનો વખત બગાડશો નહિ, તમને એમા કંઇ સમજ પડવાની નથી એવા ટાળ્યા વાચશો નહિ આવી મના થતી એટલે એ જાડો ચોથો અમે સાથી શોધી સાધી અમે ઉથલાવતા જ એમ સરસ્વતીચંદ્રનુ સરળ વાચન થવાને બદલે શરૂઆતમા ટુકડે ટુકડે વાચવાનું થયુ ચન્દ્રકાન્ત, સરસ્વતીચંદ્ર, કુસુમ અને કુમુદ નજરે તરવરતા અમારી સામે જરા દૂરની એક હવેલીમા એક ફુલસાગર બાઇ રહેતા, એને અમે ગુમાન શેઠાણી કહેતા નાગરફળિયામા રહેતા છતા કોઇ કુસુમ જેવી છોકરી નજરે ચઢતી નહિ એનો સદા અસતોષ રહેતો હા, અચળમતી કરી એક કુસુમની ઉમગની નાન્હી, નમણી, નાજુક મરોડદાર અગવાળી, લ્હેકાથી ચાલતી છોકરી હતી પણ કુસુમની બુદ્ધિના ચમકારા એનામા નહોતા દેખાતા એને કુસુમનુ, કલ્પનાસૃષ્ટિમા એક રોમાચક પાત્ર ખડુ થઇ ગયુ હતુ, અને એ જાતે, પોતાને હાથે રસોઇ કરતા મઢી પડતી હતી એ ક્રિયા કાળજામા કોતરાઇ રહેતો ચોથો ભાગ ફક્ત કુસુમના વર્ણનો અને એના સવાદો પૂરતો જ વારવાર વાચે રાખતા

એવામા રોશન પાર્ટીની નાટકશાળામા સરસ્વતીચંદ્રનો ખેલ પડ્યો ૧૯૧૩–૧૪ની સાલ હશે, બરાબર યાદ નથી પણ ખેલ જોવા ઘણા જતા અને અમે પણ દોડ્યા સરસ્વતીચંદ્ર કેવો હશે? ચંદ્રકાન્ત શુ બોલશે? અને એ બધુ તો ઠીક પણ અમારી કુસુમ સજીવન થઇને આવશે એ વિચારે અમે ઉત્સુક હતા, ઘેલા હતા

અનકકિશોરી અને જમાલનો રંગ જોયો, ગમ્યો દીધા છોડી પિતામાતાની ગઝલ સરસ્વતીચંદ્રે હાથમા પુસ્તક રાખીને ગાઇ

મનમા કંઇ બરાબર બેઠી નહિ પણ જ્યારે એ સુતો છે ત્યાં કુમુદ આવે છે અને: "શીતળ ચંદ્ર જેવું વદન કાન્તિમાન"નું ગીત ગવાયું, ધીમે ધીમે કુમુદે પોતાના મનોભાવ વ્યક્ત કરવા માંડયા. જાણે હમણાં જઇ ભેટું એવા ઉમળકા આવે છે, બોલું કંઈ બોલું ત્યાં તો જીભ દરડાય છે, એ ગીતની લીટીઓ રણકવા માંડી ત્યાં ગુજ્જતી હવા જામી ગઇ અને નાટકની મોહિનીમાં ફસાવા માંડયા. પણ અમે તો 'ઘેલી મારી કુસુમ'ને જોવા તલસતાં હતા. આખરે એ પ્રવેશ પણ આવ્યો. સુંદરગિરિ ઉપરના કન્થાધારીઓના દૃષ્યમાં અમને રસ નહોતો.

કુસુમ એટલે કુસુમ – એનો અને કાકીનો ગીત સંવાદ જામ્યો. અજબ રંગ જામ્યો છે, વન્સમોર પર વન્સમોર. ગીત સારું, 'પરણીને પરવશ થઇ રહેવું' અને સામે કાકી પરણવા માટે આગ્રહ કરે છે. સામસામી ટોળટપ્પાની, ચર્ચાચાતુરીની ઝમક જામે છે – લાંબુ છે ગીત, તોયે પ્રેક્ષકો સાંભળી સાંભળી ધરાતા નથી એવું એ ગીત, એવી એ કુસુમ, અમને ગમી ગઇ. અભિનય નખરાળો નહિ, હાવકો છતા સૌને ગમી જાય એવો હતો.

એ જ અરસામા અમારા સબંધમા એક કુટુંબ પરામાં રહેતું. પરું એટલે મુંબઇમાં સબર્બ સાંતાક્રુઝ, વિલેપારલા વગેરે. સુરતમાં મહિધરપરા, સલાબતપુરા, હરિપુરા વગેરે મૂળ શહેરથી જરા આઘે ખરું પૂછો તો મુખ્ય ભાગોળથી જરા આઘે, એટલે શહેર બહાર કોટની નજીક યા બહાર, એ પરાં ગણાતાં. એ કુટુંબમા બે છોકરીઓ પરણવા લાયકની થઇ હતી એમાં મોટીનું નામ કુમુદ અને નાનીનું નામ કુસુમ. એ જમાનો જ સરસ્વતીચંદ્રના પાત્રોનો. સરસ્વતીચંદ્ર નામ જરા મોટું, માથા પર ભારે પાઘડીનું લાગતું હશે કે કેમ, તે એવું નામ કોઇ પાડતું નહિ, પણ કુમુદ–કુસુમ તો ઘણે ઘેર પારણે ઝુલતી થઇ ગઈ હતી

સાહિત્યના વાચન તરફ સુગાળવા વૃત્તિ રાખનારાએ પણ ઘરમા નામ સાહિત્યમાંથી લાવવા પ્રેરાતા હતા. દેલવાડાકરની નીલમ અને માણેક નામની છ સાત ભાગમાં એક ખૂબ જ લોકપ્રિય થઇ ગયેલી

પણ ? હજી નવલકથામાના નીલમ અને માણેક નામો પણ નવા પરણેલા વરવહુઓ પોતાની ખાનગી યાદીમા મથાળે લખેલા રાખતા એ જ પ્રમાણે વીસ કે ત્રીસ આવૃત્તિમા ચૌટે ચકને વેચાતી અને ઘણાને મોઢે થઇ ગયેલી નિર્ભાગી નિર્મળા નામની કવિતા – 'કરુ નથી મમ રમ્તના ખાટા પડવા અવનોજ્જે માની નિર્મળાનું પણ ઠીક ઠીક પ્રમાણમા ઘરગથ્થુ નામ થતુ જતુ હતુ' પરતુ નિર્મળા બિચારી પોતાને ધારેને હેમણે પરણી ન શકી અને ન્યાયવિક્રયમા ફસાઇ ગઈ એને અભાગી એથી એ નામ પ્રત્યે ઠીક જેવી ઘૃણા પણ કેનાવા માડી હતી

અમાગ કુમુદગૌરી અને કુસુમગૌરીમા એ સગ્ગાર ગોવર્ધનગામે ક્નોના ન હતા રૂપ તો હજી મોટા થતા જમાનો સુધરતા થોડી બહા ની ટાપગીપે સુધરે તો સુધરે એવુ હતું અને સુઘડતામા ભન ભની પુરૂષને હફાવી દે એવુ વર્તન હતુ છતા એમના માબાપ બાણે સરસ્વતીચદ્ર વાચીને સમાજ ઉપર ભારેનો ઉપકાર કરી દીધો હોય એવો રૂઆમ ગખતા જ્યા જતા સ ગમે તે પ્રસગ હોય તોને સ સ્વતીચદ્રની વાત કાઢતા નવલકથાની શૈલીની ચર્ચા કરતા અને તરત અમે તો અમારી કુમુદ અને કુસુમના નામ એમાના પાત્રો ઉપરથી ગખ્યા છે એમ હુનાવતા છાતી ફુલાવતા

ન્યાતનુ સાજનુ મળતુ – સાજનુ એને પચ – પચ જે ભન ભના ચમરબધીને ન્યાત બહાર મૂકી શકે દડ કરી શકે જમણવારનો વાગો નક્કી કરી શકે, ભલભલાનો તોર તોબરો ઉતરાવી શકે એ સાજે એટ જ્યા ૫ડી મળે એને સા રતુ, અથવા તો અસલ પહેનુ સાજે મળ્યુ હશે એને એવુ નમ પડ્યુ હશે જ્ઞાતિની કુળદેવી માતાના મદિરમા ન્યાત પટેલિયાઓ પાઘડી પિછોડી પરેરી મળે, અને ચોપડો ગખે, એમા ઠરાવ એકઠા કરે એમા એક વયો વૃદ્ધ પણ ધોળી પુણી જેવી ચામડીના એથી જ નાય એવુ નામ પડ્યુ હશે, એના નામ્મ, ભારેના ઉસ્તાદ અસલી દાદમાહ રાખ નારા ધોળિયાભામ એક અતિ પકાયેલી વ્યક્તિ હતા મિજાજ દોઢ ખાડીના ગે શુ પણ ભનભના નમાનના છતર નમાનદ વે એવો

અને મિજાજની ચાલ કરના વધારે કાતિલ ચાલે ચાલનારી, મરચાંના અરકમાં ઘૂંટેલી એની જીભ જો વિફરી છે તો સ્વયં શિવ ભગવાન જ એનો ગંગા પ્રપાત અટકાવી શકે.

આમ જુઓ તો પાકા ભગત, સવાર સાંજ રોજ દર્શને જાય, જરા મોડા પડે તોયે મુખ્યાજી–મુખી આચાર્યજી હશે–ની દેન નથી કે ટેરા પાડે.' ઘોળિયાકાકા આવતા દેખાય કે આવવામા છે એવી ખબર પડી કે ટેરો અટકે–દર્શન ચાલુ રહે ભારેના ભગત શ્રદ્ધા કદાચ સાચી ઠંડા સારે કંઇકનું ફેંકી દે, ઉકળ્યા તો ભવભલાનું વાટી નાખે, પણ એ બધામા ઇશારો–આશરો જીભનો. પેલી કુમુદ–કુસુમની જોડી એની આખે ચડી નહોતી, નહિ તો એને જોતા જ એ વળી કોઇ નામચીન નામ જોખી પાડત. પરંતુ એમના પિતાજી એક દિવસ ભટકાયા અને એમણે હમેશ જેમ પોતાની દીકરીઓનાં નામાભિધાન વિશે પારાયણ ચલાવ્યું ઘોળિયાકાકાને એમાં કંઇ બહુ ગતાગમ પડી નહિ, પરંતુ પેલા શબ્દબહાદુર ગયા પછી અમારા મોટા મામાજીને એણે પૂછ્યું કે. "પેલો શું લવારી કરી ગયો." ત્યારે મોટા મામાજીએ તેને સરસ્વતીચંદ્રનો ટૂંક સાર સમજાવવા માંડ્યો. ટૂંકામાં ટૂંકી રીતે આખી વાત મામાજીએ કહી તે ઘોળિયાકાકાના મગજમાં બરાબર ઉતરી ગઇ. એમનું તે જ દિવસે આખા સરસ્વતીચંદ્રનું વાંચન કે શ્રવણ પૂરું થયું. હવે થોડા દિવસમાં થયુ એમ કે ન્યાતનું પંચ મળ્યુ અને ત્યાં ઘોળિયાકાકા ઉશ્કેરાયલા અને ત્યાંથી ઉઠી ચાનો કપ પીવા તેઓ અમારે ત્યાં આવ્યા. ત્યાં પેલા કુમુદ–કુસુમના પિતા પાછા ભટકાયા. આમ તો બધુ બરાબર ચાલત, ચાલ્યું જ, પણ એમનો સ્વભાવ ન રહ્યો તે પાછી કુમુદ–કુસુમની વાત કાઢી અને એના ગુણગાન કરવા મંડી પડ્યા. એમાં એને લાયક બે વર શોધવાનો પણ ઇશારો કર્યો એટલે તગત ઘોળિયાકાકાનું સરસ્વતીચંદ્ર વિશેનું જ્ઞાન અસાધારણ રીતે તરવરી આવ્યું: "અરે, તમારી દીકરીઓ તો કુમુદ, કુસુમ જેવી ખરું ને? એટલે અરધી ચિંતા તો ટળી જ ગઇ. તમારે તો હવે એને બદલે સરસ્વતીચંદ્ર એક જ વર શોધવો રહ્યો, કારણ કે કુમુદ અને કુસુમ તો એકને જ પરણી હતી "

તે દિવસથી કુમુદ-કુસુમના પિતાજીની ઓમડી મોનતી બધ થઇ ગઈ વેળિવામાં ને મામાડ વારવાર સરસ્વતીચદ્રનો નાટક જોવા જવા કહેતા, પણ એ નણી માને શેના? ત્ત્રુમ્મામા આવે તો કહે કે "એક ધણીની બે વહુ હોય એમા નણી નાટક શેનો જોવાનો હોય? એ તો ઘણે ઠેકાણે હોય છે નાટક જોવો હોય તો સતી દ્રૌપદીનો, કે એક વહુના પાંચ વરોને કેવા ઠેકાણે રાખે છે તે જોવાની મજા પડે, એ જ સાચુ નાટક કહેવાય"

(ચાલુ)

# અલભ્ય તક

લલિતકળાઓના વિકાસમાં રસ લઇ, આપણી સાંસ્કારિક પ્રવૃત્તિઓ ટકાવી રાખવાનું અને તેને સક્રિય પ્રયત્નોદ્વારા વેગ આપવાનું કામ જે આપણી કેટલીક સંસ્થાઓ કરી રહી છે તેમાં ઇન્ડીયન નેશનલ થિયેટરનું નામ હમેશાં મોખરે રહ્યું છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિ જ ગણાય.

નાટકો, નૃત્યનાટિકાઓ, ગરબા રાસ હરિફાઇ, કવિ સંમેલનો, મુશાયરાઓ અને પુસ્તક પ્રકાશનો દ્વારા વિવિધ રીતે છેલ્લાં ચૌદ વરસથી આઇ. એન. ટી એ આમજનતાના હૃદયમાં પોતાનું વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

જનતાની એ માનિતી સંસ્થા, આવતા માસમાં, તા ૧૯મીથી તા. ૨૩મી એપ્રિલ સુધી લાગલગાટ પાંચ દિવસો સુધી એક વિશિષ્ટ સાંસ્કૃતિક કાર્યક્રમ–ભારતીય લોકનૃત્ય મહોત્સવ–મુંબઇમાં બ્રેબોર્ન સ્ટેડીયમ ઉપરથી રજૂ કરશે.

મુંબઇની કલારસિક જનતા માટે આ એક અલભ્ય તક છે. કદાચ મુંબઇની તવારિખમા, સૌ નાગરિકો એક સાથે એક વિશાળ જગ્યામાં ભેગા થઇ, સગવડભરી રીતે અને સૌને પરવડી શકે તેવા દરે આવો સુન્દર કાર્યક્રમ માણી શકે તેવો આ પહેલોજ બીન સરકારી પ્રયાસ છે.

છેલ્લાં ત્રણ વરસ દરમિયાન દિલ્હી ખાતે પ્રતિવર્ષ, પ્રજાસત્તાક દિને ઉજવાતા લોકનૃત્યનું નિરિક્ષણ કરવા આઇ. એન ટી. એ પોતાના પ્રતિનિધિઓને મોકલ્યા અને એ અભ્યાસ બાદ ૧૯૫૪–૫૫–૫૬ના વર્ષમાં દિલ્હી ખાતેના મહોત્સવમાં વિજય પદ્મો મેળવનાર નૃત્યમંડળીઓ અને જેમણે આ મહોત્સવમાં ભાગ લીધો નહોતો છતાં જેમણે લોકનૃત્યમાં અનેક વિધ સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે એવી અનેક મંડળીઓને આ લોકનૃત્ય મહોત્સવમાં મુંબઇને આંગણે નોતરવામાં આવી છે.

બહારના પ્રદેશોની ૧૪ અસલી નૃત્યમંડળીઓ સાથે સ્થાનિક એટલી જ સંખ્યાની સંસ્થાઓ આ મહોત્સવમાં ભાગ લેશે. આમાં

રાચીના ચેરાઉ, હઝારીબાગના બરલાગા, મરાઇકિલાના છાઉ, બસ્તારના મારીઆ, મધ્યપ્રદેશના બૈગા, તાન્જોરના અશ્વ નૃત્યકારો, કુમ્બાકોનમના ખોમ્માલટ્ટમ, પેપ્સુના નર્તકો, હૈદરાબાદના લંબાડીઝ અને બીજા ઘણા પ્રખ્યાત લોકનૃત્ય વૃંદોને આમંત્રણો અપાયા છે.

ટીકીટોના ભાવ રૂા ૧, ૨, ૩, ૫, રોજની ટીકીટના અને સીઝન ટીકીટના રૂા. ૨૦ અને રૂા. ૧૨ રાખવામા આવ્યા છે અને તા. ૧૬મી માર્ચથી નોથ સ્ટેન્ડ, બ્રેબોર્ન સ્ટેડીયમ ખાતે અગર ડાયાભાઈ બ્રધર્સ ઓપેરાહાઉસ એ સરનામે એડવાન્સ બુકિંગ શરૂ થશે.

આ એક એવી પ્રવૃત્તિ છે કે જેને પ્રસિદ્ધિ આપવાનુ દરેક પત્રકારનું કર્તવ્ય ગણાય. એ જ હિસાબે અમારા વાચકો સમક્ષ આ વિગતો અમે મૂકી છે અને તેમને ભલામણ કરીશું કે જરૂર તેઓ આવી સુન્દર તકનો લાભ ઉઠાવે. 

**સૂચના-**

“ગ્રંથાગાર” માસિકના દરેક લખાણો ચિત્રો બ્લોકો વગેરે ખાસ ‘ગ્રંથાગાર’ માટે જ તૈયાર કરવામાં આવે છે અને કૉપી રાઈટથી રક્ષિત છે તંત્રીની મારફત લેખકની લેખિત પરવાનગી સિવાય તેનો ઉપયોગ થઈ શકશે નહિ ★

• • •

સ્થળસંકોચ અને સમયસંકોચ એ બન્ને કારણોને લઈને આ અંકમાં ‘નવાં પ્રકાશનો’ ‘સાભાર સ્વીકાર’ અને અન્ય વિભાગો લઈ શક્યા નથી એ માટે વાચકો અને પ્રકાશક સંસ્થાઓની અમે ક્ષમા યાચીએ છીએ —તંત્રી



તંત્રી ભાનુ ઝવેરી મુદ્રક અને પ્રકાશક રસિક ચુનીલાલ ઝવેરી
મુદ્રણસ્થાન લિપિની પ્રિન્ટરી ૩૮૦ ગીરગામ રોડ મુંબઈ-૨
પ્રકાશન સ્થાન ૪એ, બાબુલનાથ પહેલી ક્રોસ લેન મુંબઈ-૭

**દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.**

**સૂચના–**



● ● ●

સ્થળસંકોચ અને સમયસંકોચ એ બંને કારણોને લઈને આ અંકમાં 'નવાં પ્રકાશનો' 'સાભાર સ્વીકાર' અને અન્ય વિભાગો લઈ શકાયા નથી એ માટે વાચકો અને પ્રકાશક સંસ્થાઓની અમે ક્ષમા યાચીએ છીએ

—તંત્રી




તંત્રી ભાનુ ઝવેરી, મુદ્રક અને પ્રકાશક રસિક ચુનીલાલ ઝવેરી, મુદ્રણસ્થાન લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગીરગામ રોડ, મુંબઈ–૨, પ્રકાશન સ્થાન ૪એ, બાબુલનાથ પહેલી ક્રોસ લેન મુંબઈ–૭

**દર માસની પંદરમી તારીખે પ્રસિદ્ધ થાય છે.**

# કેતન મુનશી

આ અંકનું છાપકામ પૂરું થાય છે ત્યા અચાનક, તા ૮ મી માર્ચે થયેલા શ્રી કેતન મુનશી– શ્રી નચિકેત મુનશીફ–ના અકાળ અવસાનના આઘાતજનક સમાચાર મળે છે

મહાકાળનું ખપ્પર, માનવીના પેટની જેમ રોજ ભરાય તોય ખાલીનુ ખાલી જ રહે છે એમા ક્યારે કોણ ઝડપાશે એ કોઇ કલ્પી શકતુ નથી એટલે જ મને કમને પણ મૃત્યુની અનિવાર્યતા સૌને સ્વીકારવી જ પડે છે जातस्य हि ध्रुवो मृत्यु એ ગીતાવાક્ય જેટલું સત્ય છે એટલુ જ શાશ્વત છે આ બધુ સમજવા છતા વિશાદ હમેશા મોતના પડછાયા રૂપે રહેવો છે એ પણ એક કડવુ સત્ય છે જ્યારે કોઇ યુવાન વ્યક્તિનુ આકસ્મિક સંજોગોમા મરણ થાય છે ત્યારે 'આમ થયુ હોત તો આમ ન થાત' એ ભાવના, એ વ્યક્તિના મિત્રો, સ્નેહીઓ અને સ્વજનોના વિશાદને વધુ વિષમ બનાવી મૂકે છે,' અને વિધાતાને દોષ દેવાનુ ઘડીભર મન થઇ જાય છે

શ્રી કેતન મુનશીના અકાળ અવસાનની આસપાસના સંજોગો એને વધુ કરુણ બનાવી દે છે તેઓ એક ખૂબ આશાસ્પદ નવલિકાકાર અને સહૃદય સાહિત્યપ્રેમી હતા. અમુક સમય સુધી તેઓએ લેખક મિલનનું મંત્રીપદ પણ સાભળ્યુ હતુ. હાલમા 'વ્યાપાર' પત્રના તંત્રી વિભાગમા તેઓ કામ કરતા હતા. 'અંધારી રાતે' પછી તેમનો બીજો વાર્તા સંગ્રહ 'સ્વપ્નનો ભંગાર' હજી ગયે વરસે જ પ્રસિદ્ધ થયા ત્યારે કોને ખબર હતી કે ખૂબ ટૂંક સમયમા, તેમના સ્નેહી અને સ્વજનો પાસે સ્વપ્નસમા સ્મરણોનો ભંગાર મૂકી તેઓ આમ અચાનક વિદાય લેશે?

અમે પણ અમારા કુટુંબમા આવા યુવાન અને અકાળ મરણનો અનુભવ કરી ચુકયા છીએ અને જાણીએ છીએ કે 'દુઃખનું ઓસડ દહાડા' એ કહેવત આવા કરુણ અવસાન માટે સાવ ખોટી જ ઠરે છે જેમ દિવસો વીતતા જશે તેમ, તેમના કુટુબીજનોને અને તેમની યુવાન પત્નીને આ ઘા વધુ કારી લાગશે તેમને આપણે કોઇ શુ આશ્વાસન આપી શકવાના છીએ? ઇશ્વર તેમને આ જખમ સહન કરવાનુ બળ આપે એટલી પ્રાર્થના કરવાનું જ માત્ર આપણુ તો ગજું છે

બે પળ આખો મીંચી એ પ્રાર્થનામા અમારા વાચકો અમને [illegible] આપે.